७३२८

# श्री जीनगुण स्तवनमाळा.

## भाग १

रचनार तथा प्रसीध करनार

यती राजेंद्र सोम

मु. पाहलणपुर.

अमदावाद

सिव्हिल इस्पिताल सामे पानाभाइनी

वाडीमां "विश्वेश्वर प्रेस" मां

इश्वरदास जेकणदासे छापी.



संवत १९५५ सने १८९९

कीमत रु. ०-४-०

# अर्पण पत्रं.

## श्री पाहलणपुरना संघसमस्त.

જગતગુરૂ બીરૂદધારી શ્રીહીરવીજય સૂરી મહારાજ જેવાના જન્મથી પવીત્ર થએલા આ ઉત્તમ ક્ષેત્રમાં લક્ષાવધી દ્રષના વયથી બહુ ઉદારતાએ દીન અનાથનો ઉધ્ધાર કરવા વગેરે અનેક ગુણોએ અલંકૃત આપના અંતઃકરણમાં જ્ઞાનવૃધિનો ઉત્સાહ હમેશાં રહયો છે એવા નગરશેઠ મે. મંગલજીભાઇ ઇશ્વર પારેખ અમુલખભાઈ ખુબચંદ મે. પીતાંબરભાઇ હાથી મે. જીવાભાઇ માણકચંદ કોઠારી સોભાગચંદભાઇ વેલજી આદે દેઇ સંઘ સમસ્ત જૈન સાસનને દીપાવો છો તેથી આપના સદ્ગુણોનું સમરણ હમેશાં થવા તમજ ભવિપ્રાણીઓને પ્રમોદ ભાવના ભાવવા આ લઘુ પુસ્તક આપનાજ હસ્તકમલમાં સમર્પણ કરૂં છું તે સ્વીકારશો.

गुणरहित केवलनामधारी यती राजेंद्र सोम

# સુચના.

હાલના કેટલાએક જૈનો ભાઇઓ, વર્તમાન, રાજ્ય, જનિત, સુધારા અને કેળવણી શાસ્ત્રોમાંજ, ધર્મ અર્થ, કામ મોક્ષ રૂપ પુરૂષાર્થ સમજનારા તથા પોતાના મુળ ધર્મના કાનુનો તથા કૃત્યા કૃત્ય વર્તણુંકના અજ્ઞાત તેવા સ્વજનોના અર્થે કેટલીક બાબતો દાખલ કરી છે કે આંબીલમાં શું ખાવું ? વા ન ખાવું ? તેની સઝાય; તથા મીથ્યાત્વના ૭૨ બોલની સઝાય; તથા કુડા કુટંબની સઝાય; તથા બે હરીયાળી આતમા ઉપર તથા ચોવીહાર પચખાણ માંહે જે વસ્તુ લેવાય, તે અણાહારી વસ્તુની સઝાય; તથા શુભા શુભ નીમીત દર્શાવનાર શુકન બત્રીશી વીગેરે; બહુ ઉપયોગી જાણીને આ લઘુ ગ્રંથમાં પ્રક્ષેપ કર્યો છે. દુધમાં જેમ વધારે સાકર બળ વાના ભયની પેઠે ગ્રંથ ગૌરવતાના ભયને નગણકારતાં વિસ્વને વાત્સલ્ય બતાવ્યું છે.

## ક્ષમાપના.

તેજ પ્રમાણે સર્વ વાંચક વર્ગ માહારા ઉપર હીત લાવી જે કંઇ ઓછો અધિકો જીનાજ્ઞા વીરૂધ; અથવા કોઇ જીવને, અપ્રીતી ઉપજાવનારો શબ્દ બોલાયો હોય, તેની ક્ષમા કરશો.

અમો હરેક માલ કમીશન લઇ વેચી આપીએ છીએ તેમજ મોકલીએ છીએ પત્રદ્વારાએ કમીશનનો બંદોબસ્ત કરવો.

ઠેકાણું અમદાવાદમાં રતનપોળમાં શેઠની પોળ.

શેઠ હરીલાલ મુળચંદ અમદાવાદી.

# विज्ञापना.

આ પંચમ કાળમાં સર્વજ્ઞના અભાવ છતાં ભવ ભ્રમણથી ત્રાસ પામેલા ભવી પ્રાણી નીવૃતિ સુખના અર્થે ફક્ત જીન કેવળી ભાષીત વચનપર આધાર રાખે છે. તે જીન વચન ધર્મ રૂપ કલ્પ વૃક્ષનું બીજ હોવાથી તેને હૃદય રૂપ પૃથ્વિએ આરોપ્યું થકું સમ્યક્ત્વ શ્રધા રૂપ અંકુર પ્રગટી સમસ વેગાદી રૂપ જળે શિંચાતું થકું વૃધીપણાને પામી ભવસ્થિતિ પરીપાક રૂપ વસંત સમય પ્રાપ્ત થએ નર સુરાદીક ભોગ રૂપ પુષ્પ શોભાયે શોભી અવ્યાબાધ સુખ એવા મોક્ષ રૂપ ફળને આપે છે તેહવા અપુર્વ કલ્પતરૂને સેવન કરવાના પ્રકાર જગતત્રાતાએ અનેક બતાવ્યા છે. તેમાં મુખ્યત્વે જ્ઞાન, દર્શન ચારીત્રાદી આરાધન રૂપે સાધુ શ્રાવક યોગ્ય કરણી પ્રમુખ જૈન સિધાંતોની પૈગીને તત્વ બુધ્ધીએ જોતાં કોના ચિત્તમાં ચમત્કાર પામ્યા વિના રહે છે, અર્થાત કોઇ પણ પ્રાચીન અથવા અરવાચિન ધર્મોની રીતો પણ તેની બરોબરી કરવાને સમર્થ થતી નથી. તો તેવા જીન વચનને સંપુર્ણ રીતે આરાધવાને સર્વ ત્યાગી મુનીરાજ વગર બીજો કુણ હીમત ધરાવે છે ? તથાપિ દેશકાળના અનુસારે ઇષ્ટ ઔષધીથી જેમ રોગ ગમાવવાને ચાહે તીમ કેઇક ભદ્રક પરણામી પ્રાણીઓ સુખે સાધ્ય જીન ગુણ ભક્તી વડે સંસાર સિંધુ તરવા ચાહે છે તે વ્યાજબી છે કેમકે જુઓ ! પુષ્કળ પ્રયાસે ઉપાર્જેલું ધન, તે વડે દાન; વીષય ત્યાગે શીળ મહા કષ્ટે તપ, એ ત્રણે દુઃકરથી જો કે ભાવ ધર્મ સુખે સાધી શકીયે, તથા તે મોટા ફળનું આપનાર છે, એમ જાણી તેનો

કેમ આદર ન કરીયે? અમુલ્ય વખત જે દેવ પુજા, સામાયક, પૈ.ષધ, અથવા જે વેળાએ મનનો સમાધી પણો તેજ સુદ્ધ ધ્યા- નનો અવસર છે. તે ધ્યાંન કીંયા ભાવ ધર્મ હોવાથી તેને જન્મ આપનાર જીનગુણ ભકિત, તે જીન ભકિતની નીર્મલ રૂપ, તેમજ સંતમુદ્રા વડે આલ્હાદ ઉપજાવનારી અમૃત કીયાના પુર રૂપ જેવી જીનપડીમા પણ સંસારીક સુખ રૂપ કદમાં ખુચેલાઓને નીકળવા માટે એક આલંબન જેવી છે. જેમ એક આબેહુબ નાટક દેખ- વામાં તથા તેનું ચરિત્ર સાંભળવામાં પરીણામનો તફાવત છે; તેમજ જીન મુર્તી થકી ભાવ જીનનું સ્મર્ણ થઇ વેરાગ્ય રસનું પોષણુ થાય છે. તથા તેમનો આધાર પામીને ધાર્મીક પુરૂષો પો- તાના ઇચ્છીત કાર્યની શીદ્ધી કરે છે. વળી વીતરાગના ગુણનું વર્ણન, સ્તુતી, સ્તોત્ર, કીર્તન જાપ, ધ્યાન, લય વીગેરે ક્રમે કરી પોતેજ વીતરાગ રૂપે થવાનો સંભવ રહે છે. એ સર્વનું મુળ જોતાં જીન વચનનોજ મહિમા છે. એવા મહિમાવંત, પરમાત્મા શ્રી રીસભાદીકથી શ્રી વીરભગવાન કે જેના સાસનમાં રહેનારા આપણે છીએ. તેઓએ નીશ્કારણે કરેલો ઉપકાર વીચારતાં તેમની અનંત ભવ સુધી ભકિત કરતાં પણ પ્રત્યુપકાર વળે નહિ, કેમકે સમકીતદાન એ અભ્યંતર અભયદાન છે, તેના એ આપનારા એ હવા અનંતગુણી વીતરાગના સંપુર્ણ ગુણ વર્ણન કરવાને સુરગુરૂ અથવા શકેંસરીખા પણ સામર્થ નહિ તો આપણે મનુષ્ય માત્રનું શુ ગજુ છે! તથાપી બાળક જે છે તે પોતાના બે હાથને વીસ્તા- રીને સમુદ્ર શું નથી માપતો? તેમ મે મારી અલ્પ બુદ્ધી છતાં

સીદ્ધાંતોને હાસ્ય સરીખી આ સ્તવનમાળા રૂચી છે. તે જોઇને સત્ય પુરૂષો કે જે, ગુણ ગ્રાહી છે. તેઓ સર્વ સ્વધર્મ બંધુ વર્ગ જેવા કે શ્વેતાંબરી, તેમજ ડીગંબરી ચઇત્ય વાસી તથા સ્થાનક વાસી અથવા અન્યમતાવલંબી કે જેને પોતાનું હેત વલ્લભ છે; એવા ધાર્મિકજનો, જેમ ઉત્યમ વસ્તુ મધ્યમ પાસેથી ગ્રહણ કરે છે, તેમ માહારા સરીખા અલ્પ મતિના કહેલા પણ જીનગુણ ઉત્યમ સમજીને અંગીકાર કરસે; તથા રાગાદી દોષોનો ત્યાગ કરી નીઃપક્ષપાત. બુદ્ધીએ અનેક દુઃખ રૂપ ઘેર છે જેહની એવા મોહ રૂપ વિષને હરણ કરવાને મણી માળા સરીખી જેમાં શાન્ત રસ મુખ્ય છે. એવી આ જીનગુણ સ્તવનમાળાને કંઠે ધારણ કરી કેવળ શુદ્ધ સ્વભાવનુંજ સુખ છે જ્યાં એવા લોકોત્તર મોક્ષ સ્થળમાં નિવાસ કરશે. એવો અમારો અંતઃકરણ આશીર્વાદ છે.

यती राजेंद्र सोम पाहलणपुर.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| वृषभ | १ | श्रीऋषभदेव | धनरासी | उतराखाढा | मानवगण | नकुलयोन |
| गज | २ | श्रीअजित | वृषरासी. | रोहणी | मानवगण | सर्पयोन |
| अश्व | ३ | श्रीसंभव | मीथुनरासी | मृगसीर | देवगण | सर्पयोन |
| वानर | ४ | श्रीअभीनदंन | मीथुनरासी | पुनर्वसु | देवगण | मार्जारयोन |
| क्रौंच | ५ | श्री सुंमती | सिंहरासी | मघानक्षत्र | राक्षसगण | उंदरयोन |
| कमल | ६ | पद्मप्रभु | कन्यारासी | चीत्रानक्षत्र | राक्षसगण | व्याघ्रयोन |
| स्वस्तीक | ७ | सूपार्श्व | तुलरासी | वीसाखा | राक्षस | व्याघ्रयोन |
| चंद्र | ८ | चंद्रप्रभु | वृश्चिकरासी | अनुराधा | देवगण | मृगयोन |
| मगर | ९ | सुविंधि | धनरासी | मुलनक्षत्र | राक्षस | स्वानयोम |
| श्रीवत्स | १० | सीतलनाथ | धनरासी | पुर्वाषाढा | मानवगण | वानरयोन |
| गेंडानु | ११ | श्रीश्रेयांस | मकररासी | श्रवण | देवगण | वानरयोन |
| पाडानु | १२ | श्रीवासूपूज्य | कुंभरासि | सतभीखा | राक्षसगण | अश्वयोनी |

१ मेष। मी.। सीं.। क.। तु.। ध.। कुं.। मीन। कर्करासी मेल.
२ वृष। कर्क।सींह।कन्या।तुल।वृश्चीक।मकर।कुंभ।मीनरासी मेल.
३ मीथू। सींह।कन्या।तुल।धन।मकर।कुंभ।मीन। मेषरासी मेल.
४ मीथू। सींह।कन्या।तुल।धन।मकर।कुंभ।मीन। मेषरासी मेल.
५ वृष। सींह।तुल।वृश्चिका।धन।कुंभ।मीन।मेष।मीथूनरासी मेल.
६ वृष। मीथू।कर्क।कन्या।वृश्चिका।धन।मकर।मीन।कुंभरासीमेल.
७ तुल। धन।मकर।कुंभ।मीन।मेष।वृष। मीथू।कर्क।सींहरासी मेल.
८ वृष। कर्क।सिंह।कन्या।वृश्चिका।धन।मकर।मीन।कुंभरासीमेल.
९ कुंभ। धन।मीन।मेष।मीथू।कर्क।सींह। कन्या। तुलरासी मेल:
१० धन। कुंभ।मीन।मेष।वृष।कर्क।सींह।कन्या।तुलरासी मेल.
११ धन।कुंभ।मीन।मेष।वृष।कर्क।सिंह।कन्या।तुल।वृश्चिकरासीमेल.
१२ कुंभ। मेष।वृष।कर्क।सिंह।कन्या।तुल।वृश्चिकरासी मेल.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| वराहनुं | १३ | श्रीविमलनाथ | मीनरासी | उतराभाद्र | मानवगण | छागयोन |
| सिंचाणा | १४ | श्रीअनंतनाथ | मीनरासि | रेवती | देवगण | हस्तियोन |
| वज्रलंछन | १५ | श्रीधर्मनाथ | कर्करासि | पुष्पनक्षत्र | देवगण | छागयोन |
| मृगलंछन | १६ | शांतिनाथ | मेषरासी | भरणीनक्षत्र | मानवगण | हस्तियोन |
| छागलंछन | १७ | कंथुनाथ | वृषरासी | कृतिका | राक्षसगण | छागयोन |
| नंदावर्त | १८ | श्रीअरनाथ | मीनरासी | रेवती | देवगण | हस्तीयोन |
| कलस | १९ | श्रीमल्लीनाथ | मेषरासी | अश्वनी | देवगण | अश्वयोन |
| काचबो | २० | मुनीसूव्रत | मकररासी | श्रवण | देवगण | वानरयोन |
| नीलोत्पल | २१ | नमीनाथ | मेषरासी | अश्वनी | देवगण | अश्वयोन |
| शेषलंछन | २२ | नेमीनाथ | कन्यारासी | चीत्रानक्षत्र | राक्षसगण | व्याघ्रयोन |
| सर्पलंछन | २३ | श्रीपार्श्वनाथ | तुलरासि | वीशाषा | राक्षशगण | व्याघ्रयोन |
| सींहलंछन | २४ | श्रीमहावीर | कन्यारासि | उतराफाल्गु | मानवगण | वृषभयोन |

१३ मीन।वृष।मीथू।कर्क।साह।कन्या।वृश्चिक।धन।मकररासा मेल.
१४ मीन।वृष।मीथू।कर्क।सिंह।कन्या।वृश्चिक।धन।मकररासी मेल.
१५ कर्क।कन्या।तुल।वृश्चिक।धन।मकर।मीन।मेष।वृषरासी मेल.
१६ मेष।मिथुन।कर्क।सिंह।तुल।धन।मकर।कुंभ।वृश्चिकरासी मेल.
१७ वृष।कर्क।मी.।मीथू।कन्या।सिंह।वृश्चिक।मकर।कुं.।मीनरासीमेल.
१८ वृष।कर्क।मीन।मीथू।कन्या।सिंह।वृश्चिक।धन। मकररासी मेल.
१९ मेष।मिथू।कर्क।सींह।तुल।वृश्चिक।धन । मकररासी मेल.
२० मकर।मीन।मेष।वृष।कर्क।मीथू।कन्या।तुल । वृश्चिकरासी मेल.
२१ मीथून।कर्क।सिंह।तुल।वृश्चिक।धन।मकर । कुभरासी मेल.
२२ वृष।मीथून।कर्क।कन्या।वृश्चिक।धन।मकर । मीनरासी मेल.
२३ मेष।मिथू।कर्क।सिंह।तुल।धन।कुंभ।मीन । मकररासी मेल.
२४ वृष।मीथू।कर्क।क.।वृ.।ध.।म.।मीन।कुंभरासीमेल. इती समास.

# अथ श्री जीनगुण स्तवनमाळा प्रारंभ.

## प्रथम श्री चोवीस जीननुं चइत्य.वंदन.

શ્રી રીખભાજીત વંદીએ સંભવ અભીનંદન સુમતી પદ્મ સુપાસજી ચંદ્ર ચંદ્ર લચ્છન. ૧ સુવીધી સોતળ શ્રેયાંસજી, વાસુ પુજ્ય જીન વિમળ અનંત ધર્મ જીન શાંતીજી, કુંથુ નમોકર કમળ. ૨ અરમલ્લી સુવ્રતમુની નમી નેમી ભગવાન પાર્શ્વપ્રભુ પ્રેમે નમ ધરો ધ્યાન વર્ધમાંન ૩ ઉપગારીએ જગ પ્રભૂ અરીહા જીન ચોવીસ દ્રવ ભાવથી આદરો જુગતીએ જગદશ ૪ પીંડ સ્થાદીક ધ્યાનથી ધ્યાવો જીનગુણનુર આપ સ્વભાવે આપશે, રાજેંદ્ર એ શી વપુર. ૫ ઈતી ચોવીસ જીનનો ચઇત્ય વંદન. સમાપ્ત.

---

## ॥ अथ पंच परमेस्टी चइत्य वंदन प्रारंभ.॥

આદીજીન નૃપ કેવળી ભીક્ષુ શ્રમણુ પદધારી બ્રહ્મ સ્વરૂપી પ્રભુ જીણે સ્થાંતિ જુગળ નીવારી. ૧ શાન્તી કરણુ પ્રભુ શાન્તીજી લોક લોકોત્તર સ્વામી પુરવે ઉગાર્યો પારેવો, જીન કરૂણા રસ ધામી. ૨ નેમનાથ જદુવંસમાં કુમર બાળ બ્રહ્મચારી, રાજુલ સરખી સુંદરી પરીહરીને નિવારી. ૩ કૌતુકે અહી ઉગારીઓ, નેક નજર નીહાળી પારસ સમ પ્રભુ પાસથી અરી સુધરયો મેઘમાળી. ૪ માત ઉદર અભીગ્રહ ધર્યો, થઈ સંસાર ઉદાસી માહાવીર માહા પદ લ:

હું રૂણુ પર્યાય વીલાસી. ૫ વીરમી પંચાસ્ત્રવે ભવી ધરી. સંવરથી પ્યાર આરાધો અરીહંતને સરણાગત આધાર. ૬ પરમેસ્ટી પ્રભુ પંચ એ પંચમ ગતી દાતાર રાજેંદ્ર ભાવે સમરતાં ઉતારે ભવપ ર. ૭ ઇતી. ૨

---

## ॥ अथ नव पदजीनुं चइत्यवंदन प्रारंभ. ॥

પ્રથમ પદે અરીહંતજી, ગુણ દ્વાદસ ધારી પદ બીજે નમો, સીધને, થયા કર્મ અડવારી. ૧ આચારજ ત્રીજે પદે જેના ગુણ છત્રીસ, ચોથે પદે ઉવઝાયજી પાઠક ગુણ પચવીસ. ૨ પ્રણુમો પંચમ પદમુની વીચરતા અરીત્રીપ ગુણ સતાવીસ શોભતા કરતા કર્મનો છેપ. ૩ દર્શન સડસઠ બોલથી ભેદ એકાવન નાણ સત્તર ભેદ સંજમ વળી દ્વાદશ તપ નીર્વાણ ૪ અવીચળ એ નવ પદ નિધિ અંતરથી નીજજાણ, કારજ કારણ જોગથી દ્રવ્ય ભકિત સુ પ્રમાણ ૫ ધૂમણ કીયાથી વન્હીની, જીમ પ્રગટી દીઠું દીસઅળિ સંચિત અઘ બહુ ભવતણા તીમએ ધ્યાનથી ટાળે. ૬ દ્રવ્ય ભાવ ભેદે કરી આરાધે નર જેહ તે શ્રીપાળ રાજેંદ્ર જીમ લહે અક્ષય સુખ તેહ, ૭ ઇતી. ૩

---

## अथ श्री सीधाचळजीनुं चइत्यवंदन प्रारंभ.

નમો નાથ આદી, ગીરીરાજ ભેટી ધરો ધ્યાનને મોહ મીથ્યાત્વ

મેટી સીધ્યાચળે સીધ્ધમુની કોડી કેઇ વર્યા સીવ રમણીનીજ સંગ લેઇ. ૧ જોતાં જગે જીમ રવી તેજ આગે જાય દુર નાસી અંધકાર ભાગે. તીમ દુષ્ટાષ્ટ કર્મ જો હોય મોટા તીર્થે ભવી તપ કરે થાય ખોટાં ૨ ઋહી મંડળે માહા સામ્રજ્ય દાતા, આત્મ ભાવ આરાધતાં, સુખસાતા નમે નીત્ય જેને મળી સુરઇંદ્ર, ભવિ ભજે તેમ વળી તે રાજેંદ્ર. ૩ ઇતી. ૪

---

# अथ श्री गीरनार मंडण नेमीजीन चइत्यवंदन

## વીમળ કેવળ એહ રાહ.

ગીરનાર મંડણ સ્વામી ગીરૂઓ, રાજેમતી સતી પતીવરં; બાવીસમા જીન બ્રહ્મચારી, નમો નેમી જીનેશ્વરં. ૧ ટેક. કુળજાદવ ઉતમોતમ, સૌરીપુર બહુ ધન ભરં; સમુદ્ર વીજય સુત સકપુજીત. નમો. ૨ જનની સિવા દેવી કુક્ષી, જનમ જીનજી મનહરં; સામ સુંદર દેહ સોભીત. નમો. ૩ કૌતકે કરી બાળ ક્રિડા, સંખ ધરી હરી ભયકરં; નીર વીંહાર સંગ નારો ખેલ્યા, નમો. ૪ જાન જોડી રથી તિ તોડી, કરૂણાથી પશુ હીત કરં, તોરણથી રથ ફેરી વળીઆ. નમો. ૫ સંવછરી, દેઇદાન જગમાં નરસુરસુર સુખકરં, સહેસાવન જઇ લીધ સંજમ. નમો. ૬ વ્રત નાણ સોહી ત્રીહુ કલ્યાણક થયાં એ ગીરી સીખરં, ઉજંત શૈળ નીત્ય નમે રાજેંદ્ર નમો. ૭ ઇતી.

---

# अथ श्री पंचज्ञाननुं चइत्यवंदन प्रारंभ.

મહા જ્ઞાન સંસારનાં પાંચ ભેદે, કરે દૂર આવરણ અજ્ઞાન છેદે; મતી સુત અવધી બહુ એક રીતે. બે ભેદ મન પર્યવ છે પ્રતીતે. ૧ જગે જોતી છે કેવળ એક ભાનું, લોકાં લોક આવાસમાં દીપ માનું; ધરી સુધ સરધા સહુ સુવીવેકે, ભવી ભાવથી ભકિત ભાવો સુને કે ૨ સહુ નાસવંતુ દીસે વિશ્વમાંહે, સદા સાસ્વતું એક છે જ્ઞાન આંહે, જ્ઞાની જ્ઞાનને શેવતા સુર ઈંદ્ર, તે જ્ઞાનને નીત્ય સમરે રાજેંદ્ર, ૩ ઇતી. ૬

---

# ॥ अथ श्री नवपदजीनी थोय. प्रारंभ. ॥

દ્વાદશ ગુણધારી જીન જનને ઉગારી, થયા કર્મ અડવારી; સીધ નમોએ ઉદારી, આચારજ ઉપગારી ગુણ છતીસ ધારી; પાઠક મતી સારી ગુણ પણ વીસકારી. ૧ ધાતકી વરધીપે જંબુ પુષ કરાર્ધ દીપે, વીચરે અઢી દીપે જે મુની કર્મજીપે એ પરમેસ્ટી દીપે રાખો જપતાં; સમીપે કઠીણ કર્મ છિપે પંક પાપેન લીપે. ૨ મતી પ્રમુખ પણ જાણો નાણ ચઉયોગ પ્રમાણો, દરશન ગુણ ખાણો ભેદ સડસઠ સમાણો સંજમ સત્તર સાણો આદર્યા નર નીત્રાણો દ્વાદસ તપ બાણો; કરત અરી કર્મ હાણો. ૩ સમકીતી જીન ભકિત દેવ દેવ્યાદી કરતી, જીમ પાસ સુરતી દેવી પદમા ઉચરતી, તીમ નવ પદ કિરતી વિમળ રાજેંદ્ર સકતી સંઘ દુરીત હરતી માત જે વક ધરતી. ૪ ઇતી સ્તુતી સમાપ્ત.

---

श्री गणेश मायनमः

# अथ श्री रीषभदेव स्वामी स्तवन.

## શ્રી સંખેશ્વરા એ રાહ.

શ્રી નાભીનંદના કરૂં ચરણુ વંદના તેં કીધી છે જુગલ ધર્મની નીકંદના એ ટેક. તું આદીશ્વર પ્રથમ નરેશ્વર, ફે વળી તું અણુગાર, ભીક્ષુક પદ તેં ધારણુ કીધું, તુઝ ચરીત્ર અપાર શ્રી૰ ૧ાા જંબુદ્રીપના ભરત ક્ષેત્રમાં ઉતમ મહી ઇક્ષ.ગ શકે વાશી. વીનીતા નયરી, મહીમા ભકિત અથાગ. શ્રી. ૨ાા વીવીધ વર્ણુની કરી સ્થાપના, વંધા શિલ્પ વીચાર તે કહેતાં કયમ પારજ લહીએં, જો હોય જીભ હઝાર. શ્રી. ૩ જુગ લીક રાજ્યનો ઇંદ્રે કીધો, વીસ્તારે અભીષેક; ત્રેસઠ લાખ પુર્વ તે વીલસી; વીશ્વ વતાવ્યો વીવેક. શ્રી. ૪ાા બ્રહ્મા શંકર હરી પુરંદર, ભવભય સહીત અનેક, નીરૂપાધી તુ વીશ્વનો કરતા દેવ દીઠો જગ એક શ્રી. ૫ાા તુજ મુદ્રા ભવી મન હરનારી સમરસ ધ્યાને લીન, તે રસનો જો અંસજ આપો નીજ ગુણુને કરૂંપીન. શ્રી. ૬ાા સીધ ગરીમાં સીદ્ધનો દાતા, બેઠા રીસભ જીનેંદ્ર,નરનારી સઉએ મળી સેવો અરજ કરે રાજેંદ્ર. શ્રી. ૭ાા

# ॥ अथ श्री बीजा अजीतनाथ स्वामी तवंन.॥

## ઉપર આલબેલા આવો એ રાહ. રાગ સોરઠ.

ચેતન અજીત જીણુંદને ધ્યાવો, ફરી અવસર નહી મળે આવો;

ભ. ટેક. નીગોદવાશી દુઃખ વીલાસી; જન્મ મરણના અતી અભ્યાસી, અનુક્રમથી વીગલ ગતી વાસી; સુખના આશી લ્યો લાવો. ફરી. ૧ અતી આરંભે અઘ્રરસંગે નરક તીર્યંચપણું બહુ ભંગે. દેવાદીક વળી પુન્યને રંગે, મળી પ્રસંગે ગુણ ગાવો. ફરી ૨॥ પુર્વ પુન્યથી નરભવ પામી, આર્ય કુલેં ઉપજી ગુણ ધામી, જ્ઞાનબલેં અજ્ઞાનને વામી આતમ રામી ગુણ ગાવો. ફરી. ૩। દુઃખ સંભારી દુરમતી વારી હૃદય વીસે જીન ગુણને ધારી, સુદ્ધ દ્રવ્યથી પૂજો કરારી; અવીધી વારો ભવી ભાવો. ફરી. ૪॥ દ્રવ્યને ભાવેં જે પ્રભુ ધ્યાવે, કઠીણ કર્મને તેહ હઠાવે, અજરામર પદ પાવે; રાજેંદ્ર ભાવેં શીવ થાવો, ફરી. ઇતી.

## ॥ अथ श्री संभवनाथ स्वामी स्तवन. ॥

કહું છું નસીએ દુઃખાઓ તથા લાલ સખી એને મન. એ રાહ

જીન ગુણ રચના ભજ મન ભાઇ, નીજ સ્વરૂપ નીરખી નીજ માંહી. એ ટેક. સઘલા દર્શન સહુ મલી પુચ્છે, વંછીત સુખમતી બીજ રચાઇજી કારજ એક કારણના. જગડા જુઓ તત્વાગમ ભેદ ન કાંઇ જી. ॥૧॥ એક અનેક અનેક એક પ્રભૂ દીસે નાના વીધ રૂપ જગમાંહે. જી. થયો મુજ સંભવ સંભવ સામી ત્રિકરણ યોગ કરૂં નીત્ય ધ્યાઇ. જી. ૨ તીર્થપતી તુ ત્રીજા તીર્થંકર રત્ન ત્રયાદી અનંત ગુણ દાઇ સુર ગુરૂ સમતુંઝ ગુંણ ગણવાને, નહી સમર્થ પીણ અવસર પાઇ. જી. ૩ રાગીન દ્વેસી નહી વીશ્વ વેસી. નીર ઇચ્છક પદ તું નીરમાઇ. જી. તુઝ સમ અમને કરવા મજે નીમંગ આતમ સત્તા પ્રગટાઇ. જી. ૪ જે જેહવાને તેહવા કરવા, કરે

જગનીતી સ્વગુણુદી ઉપાય. જી. સોમ્ય રાજેંદ્ર કહે કરજોડી, પુજ પદ સેવા સીવ સુખદાય. જી. ૫ા ઇતી.

## ॥अथ श्री अभीनंदन स्वांमी स्तवन.॥

### રાગ કાલીંગડો. મદન પડયો કેડે એ રાહ.

સરણુ ગ્રહ્યું તારૂંરે. ર પ્રભુ તુહી આધારોરે. સરણુ. એ ટેક ચઉગતી ભમતાં ચોયા જીવનું મલીઓ આજ સંસારોરે. સ. ભવી અભીનંદન પ્રભૂ પૂજો, એહજ ભવોદધી આરોરે. સ ૧ દેવ અનેકમે દીઠા રાગી. દ્વેષી મોહ અપારોરે. સ. રાગી ક્રોધી દ્રવ્યના લોભી, અપરાધીનેં ઘે મારોરે. સ ર તારક ભાવન જાણું તેહને, મુઝમતી કોઈ વારોરે. સ. સમ પરોણ્ણામી સ્વામી સાચો મન મોહન પ્રભૂ મારોરે સ. ૩ જગ દુઃખ દાયક શત્રુ જીત્યાથી વિશ્વને કામણુગારોરે, મુઝ મન મર્કટ સમ થઇ સેવે; કપી લંછન અવધારોરે. સ. ૪ા સંવરરાયા માત સીધાર્થાનયર અયોધ્યા સારોરે. સ. હું નવી માગુ ધન રાજેંદ્રા ભવ દુખ પાર ઉતારોરે. સ. ૫ા ઇતી.

## अथ श्री सुमतीनाथ जीन स्तवन.

### પ્રેમ વચન સરથી મન વીંધી. એ રાહ.

એક વચન રસના ગુણુ જાણી, નાથ સુમતી મતી મારીરે; પ્રેમ ધરી પ્રભુ પંચમ પદને, જાચત તુઝ દાતારીરે. એક. ૧ તાહરી શકિત અપુરવ નીરખી; આતમ અનુભવ જારીરે; સુમતીનાથ ગુણુ પુરણુ તારા, કહી ન શકે સંસારીરે. એ. ર બાલ્ય પહાં

શીતલતા દીસે, સમવન્હિ અંતર ચારીરે; જ્ઞાના વરણાદી કર્મને બાહ્યા, તરૂજીમ હેમત ઠારીરે. એ. ૩ મોહરાયના પાશમાં પડીઆ, છોડવ્યા ભવી હીતકારીરે; સંજમ ધન દેઈ કેઈ પ્રાણી, મૂકયાં ભવપાર ઉતારીરે. એ. ૪ તાહરા પાંત્રીસ છેવાણી ગુણ, ચોત્રીશ અતીશય ધારીરે; પ્રાતીહારજ પ્રભુ આઠ બીરાજે, સમવ સરણ સુખકારીરે. એ ૫ દેવના વૃંદમલી ચિંહુ જાતી, કરે ભકતી મનોહારીરે. વેર વીરોધ સમેજીન દીઠે, યાધી વ્યાધી દુઃખ ભારીરે. એક. ૬ દ્રવ્ય રીત્રી દીઠે દુઃખ જાવે, ભાવ પ્રણતી હોય સારીરે; સોમ રાજેંદ્રને તુઝ પદ સેવા, એહજ ભવ નીસ્તારીરે. એક. ૭ ઈતી.

# अथ श्री पद्म प्रभु जीन स्तवन.

નાથ નવ કરો એ દેશી, જીનજી મ.હારો, પદ્મ પ્રભુ સ્વામીરે તુંહી આધાર વીશ્વસાર, સેવક સાર કર આવાર, જગન વીસરાર્મ. રે. જી. ૧ હુંદાસ તાહરો, છે સુખની ખામીરે, સુખને સંગ તું ઉમંગ શીવ પ્રસંગ, છે અભંગ તું ગુણના ધામીરે. જી. ૨ દુખ મુઝ હરો, કહુંછું શીર નામીરે, ભવની બીત વ્યાધીનીત પરમમીત એકચીત સુણો અંતરજામીરે, જી. ૩ એક આસરો દેવાધી દેવ પામીરે, તીર્થનાથ ઝાલી હાથ. મોહની બાથ શત્રુ સાથ; તજવો વીસરામીરે. જી. ૪ મહેર જો કરો, મીથ્યાત્વને હું વામીરે, ધરીને ધ્યાન આણી સ્નાન મેલવી જ્ઞાન તુઝ નામ રાજેંદ્ર સમરામીરે. જી, ૫ ઈતી.

# अथ श्री सुपार्श्वनाथ जीन स्तवन.

## રાગ જંગલો ઝંઝુટી ત્રીતાલ પધારો પ્રીતમજી પલંગરે. એ રાહ.

પ્રાણી શ્રી સુપાર્શ્વનાથ ગાવોરે, વીકલ્પ તજી સહુ સજ્જનો; પ્રાણી સુપાર્શ્વનાથ ગાવોરે. એ ટેક. પ્રભુ ગુણ ભક્તિ લાયક જાણી, દુર ગતી ટાલક સ્વર્ગ નીસાણી. સુરીનર મુનીવર જેહ વરવાણી, તે તન્મયથી ધ્યાવોરે. વી. ૧ અજર અમર અકલંક અરૂપી, નીરમમ અક્ષય સિદ્ધ સ્વરૂપી. ભેદાભેદા તું રૂપા રૂપી, ચિદાનંદ પદ ચાવોરે. વી. ૨ જ્ઞાનાદીક સત્તાથી આતમ કર્મ રીપુ ક્ષયથી પરમાતમ તુઝરચના કહે અંધ્યાતમ. અંતરથી લય લાવોરે. વી. ૩ પિંડસ્થાદીક ધ્યાન ધરીને, ત્રીક યોગે નીજ રૂપ લહીને. ઉદય વેદના સુખથી સહીને, રાજેંદ્ર પદને પાવોરે. વી. ૪ ધ્રતી. ૭

---

# अथ श्री आठमा श्री चंद्र प्रभु जीन स्तवन.

## દેહી વીજય ધીર કાલ પ્રભુવર દેહી વીજય ચાર કાલ એ રાહ. તથા રહી એકેલી મેરી જાન કંથ. એ રાહ.

આવાગમન નીવાર ચંદ્ર પ્રભુ આવાગમન નીવાર. એ ટેક. તેહીજ જાય સંસારનો ટાળ્યો, જન્મ મરણ અવતાર, પ્રભુજી. આ એહજ સ્થિતિ પામવા તમને, પુજુ એહ પ્રકાર વીચારને. આ. ૧ નીર્મલ જલથી ન્હવણ કરીને, ધસી કેસર ઘન સાર, વીલેપુ ઉત્તમ જાતીનાં ધુપ ઉખેવી. દીપ કરૂં તદ્ધભાર ઉદ્યોતે. આ. ૨ પંચ વરણનાં ફુલ સેરસથી, રચના રચું મનોહાર. સુગંધી આ

ફળ અમુલખ ઉજ્વલ અક્ષત, મેવા અનેક પ્રકાર. ભાવથી આ. ૩ ભેદ અનેક પકવાન બનાવી, વંધી સંયુકત શીકાર. ઠવીજે આ, પુજૂં ભાવ ધરી દ્રવ્ય આઠે અષ્ટ કર્મ દલનાર. મુલથી, આ. ૪ વીરવ વલ્લભ જે પરીગ્રહ તેહથી, જો અધીક છે પ્રભુ પ્યાર. તમોને આ. જગ અથોરધન ચંચલ જાણી, વીતરાગ ભક્તિ ઉદા ર. કરોને. આ. ૫ દ્રવ્યથી દાન અધીક બહુ માને, ભાવ સ્તુતે તું ઉધાર. જીણંદા. આ લાયક તુઝ આગલ લાચારી, કરૂણા રસ ભંડાર, રાજેંદ્રા. આ. ૬ ઇતી. ૮

---

## ॥ अथ श्री नवमा श्री सुवीधीनाथ स्तवन. ॥

### શ્યાને રડે છે તું સુદરી. એ રાહ.

નમન કરૂં નાથ સુવીધીને આસાતના કરી દુર મોહ વસેં પડયા, પ્રાણીને છોડાવવાએ સુર નમન કરૂં નાથ સુવીધીને. ૧ ગરભે છ તાં માતા પીતા, વીધી પ્રવત્યાં ધર્મ તેથી સુવિધી પુસ્પ દંતજી બે નામે શીવ શર્મ ન. ૨॥ ઉપગારી અવતારથો, જગ જન વાત્સલ્ય હેત, શ્રાધ શ્રમણ ધર્મ ભાખીડું ઉધરવા સંકેત. ન. ૩ ॥ વજ્રી રીષભના રાચથી, પરમૌદારીક દેહ, ચરમ શરીતાહરા; વચને સો સદેહ. ન. ૪॥ આદરી નહી તુઝ વાણીને ન આરાધ્યો અરીહંત; રાજેદ્ર લાખ ચોરીસીએં ભૂલ્યો તેહ ભમંત ન. ૫॥ ઇતી શ્રી. ૯

---

# ॥ अथ श्री दसमा श्री शितलनाथजी स्तंवन. ॥

મારો પાવન કરીઓ પલંગ. મ્હારો એ રાહ.

ભાવે ભજીએ શ્રી શીતલનાથ, દાતા સંહુ સુખના સ્વામી; કરૂં વીનતી જોડી હાથ. દાતા. મુકિત નગરનો તુંહીજ સાથ. દાતા. એ ટેક. સાખી. ભવદવ તાપ મટાવવા, સુદ્ધા સમ તુઝ દેહ દ્રવ્ય ભાવથી પુજતાં; નાસે રોગ મોટા હોય જેહ. દાતા. ૧ આ સંસાર અસારમાં પામ્યો દુઃખ નીરાશ. શીતલતા જોઇ તાહરી; હવે થઇ છે સુખ તણી આશ. દાતા. ૨ વસ્તુ જગમાં તે નહી. જીન ભકિત થા ન હોય; ન થયોં ઉદ્યોત આદીત્યે તો શું બીજો પ્રકાશક કોઇ. દા. ૩ તુઝ સેવા કરતાં થકાં, આણુ આરાધક જેહ; જન્મ મરણ ભયથી ટળ્યા, પ્રભુ બીજાથી કયમ હોય તેહ. દાતા. ૪ તું સુરતરૂ ચિંતામણી, કામ ગવી કુંભ કામ; સોમ રાજેંદ્ર તુમ ધ્યાનથી, પામે અવીચલ લીલા ધામ. દા. ૫ ઇતી.

# अथ श्री श्रेयांश नाथ स्तवन.

રાગ કાલીંગડો પ્રિયા મ્હારીરે, પ્રાણ થકી તું છે પ્યારી. એ રાહ.

પ્રાણી મોરારે, શ્રી શ્રેયાંસજીન વંદો; વંદતા દુરીત નીકંદો. પ્રાણી. એ ટેક. મંગલ કારણ જાણી પ્રભાતે, તજી આલસ વલી મંદો; પ્રાણી. શ્રેયકારી શ્રેયાંસ પ્રભૂના, પૂજીએં પદ અરવીંદો, પ્રાણી. ૧ પૂજન ફલ મોટુ આગમમાં, કહે કેવલી જીન ચંદો; જે જીન પૂજે પ્રેમ ધરીતસ, પૂજે સુરનર ઇંદો. પ્રાણી. ૨ ઇંદ્રાદીક જીન પ્રભુની માલા, હૃદય ધરે આણંદો આણંદનો ધન આપ

સ્વરૂપે, ધ્યાવકે અરમાણુ હો. પ્રાણી ક પરમાણુ હે તું ચીસ્નંદે, દુર કરો મુઝ ફંદો, ફંદમે ટાલી સુમમત્તી આપો; રાજેંદ્રને સુખકહો. પ્રા. ૪ ઈતી. ૧૧

## अथ श्री वासु पूज्य स्वामी स्तवन.

ખમાચ જીલ્લો, પ્યારી સુણતું જીવન મારી. એ રાહ.

હમારી જીન ગુરુમાં લય લાગી. એ ટેક. જ્ઞાન અનંતુ દર્શન સંજમ; તપ મહા વીર્ય અથાગી. અગુરૂ લગુ અક્ષય વીના સ.દી અનંત ગુણી વીત્તરાગી. હા. ૧ સ્વાર્થે તત્પર લોક જગતના, જાણે તુઝને ત્યાગી; તો પીણુ ત્યચે આશ્ચર્ય મોટું, તે શંકા મુઝ ભાગી. હ. ૨ વીહગ મીન આદે પશુ પંખી, દર્શન સ્પર્સન આંગી ધ્યાન પ્રેમથી નીજ બાલકને, પોષી કરે વડ ભાગી. હ. ૩ થાય કનક લોહ પારસ પામી, વસ્તુ સ્વભાવથી જાગી, તીમ તુઝ ધ્યાન ચકી સહુ સીદ્ધી, રીધી આવે વીણુ યાગી હમારી. હ. ૪ બારમા શ્રી વાસુપુજ્ય પ્રભુની. ભક્તિ કરૂં થઇ રાગી; આત્મ સ્વભાવે રાજેંદ્ર પૂજે અંતર જ્યોતથી જાગી. હ. ૫ ઈતી. ૧૨

## अथ श्री वीमलजीन स्तवन.

રાગ ખમાચ્યોની ઠુમરી. મારી પ્યારી આતમે ઉઠીને મુકો ઠીક.

સ્વામીજી સુંણો વીમલનાથ અરદાસ. એ ટેક. જગમાં જોયું રે ન બીજે મન મોહ્યુરે, સોહ્યુ તુઝ પદ પાંકજની જોઇ વાસ. સ્વા. ૧ નીંસંગતા તારીરે, જોઇ મેં વીચારીરે, ધારી ધ્યાન જોગે જ્ઞાન અખંડ આભાસ. સ્વા. ૨ કર્મોની કાઈ રે સઘળાવી બાળીરે,

ધ્યાના નથી તે અતી વાયર્વીર્ય ઉલ્લાસ. સ્વા. ૩ રાગાદીનું ત્યાગીરે, પ્રભુ વીતરાગીરે, સુભમતી જાગી મારી થયો હવે વીશ્વાસ. સ્વા. ૪ તુંઝ ગુંણ ભીનારે, સમરસ ભીનારે, રાજેંદ્ર સુખ ચીના તે નર મુક્તિ નીવાસ. સ્વા. ૫ ઇતી. ૧૩

# अथ श्री अनंत जीन स्तवन.

રાગ સોરઠી ગજલ. આજ આવી રાજ હજુરમાં. એ રાહ.

ધ્યાન ચિત્ત. આણનું, આતમા પ્રભુ અનંત નાથનું પ્રેમથી. એ ટેક. નર ભુવદસ દ્રષ્ટંતથા, દુર્લભ જોગ એ કષ્ટથી; પરમ રાક્ષર જીમ ન્યાયથી, પામી જીન આણ વીશેષથી. ધ્યાન. ૧ આશ્રવ પાંચથી દુર થઇ, મીથ્યાત્વ અનાદી મુક જઇ; ત્રિકરણયો ચેતન્માઇ. પૂજ ચઉદમા જીન હેતથી. ધ્યાન. ૨ ભુલા પડયા ભવની જાલમાં, નરકની ગોદના ખાલમાં; અહનીશ તેહની સંભાલમાં, જશ ઉપગાર બુધ્ધિ ચિત્તથી. ધ્યાન. ૩ અનંતનાથ અનંત ગુણી, તે કહાપી કીર્તિ નહી સુણી; શ્રધા સહી તેને થુંણી, નીજ કાજ કરસં હેતથી. ધ્યાન. ૪ અનંત સુખી અરીહંતનું, સુખદાયક ભગવંતનું; મુઝ દુઃખનો કર અંતનું. કહે રાજેંદ્ર આ સંસારથી. ધ્યાન. ૫ ઇતી. ૧૪

# अथ श्री धर्मनाथ स्वामी स्तवन,

ચાલ ગજલ. હસી હસી કરણ કરી, ભાન ભુલાવી લાલા. એરાહ.

ધર્મ આતમ સુધ્ધ તેં કહ્યું શ્રી ધર્મનાથ સ્વામી, અનેક ભેદા નય નિક્ષેપ સાથ સ્વામી. ધર્મ. એ ટેક. ભાવ બીજ બહુ મતે,

વરે અનેક દર્શના; પીણ સત્ય વાત ધર્મની, ન લાગી મ્હારે હાથ સ્વામી. ધર્મ. ૧ પૂર્ણ જ્ઞાન પર્યાયથી ભરી, બાણી સુખ્ય તાહરી, જાણી મન નવી રૂચે; અવરંનો સંગાથ સ્વામી; ધર્મ તુઝ દર્શને સ્વભાવ વસ્તુનો કહ્યો. વીભાવ દિશા નાસથી હોય પરમપદ નાથ સ્વામી. ૨ યાગાદીક કેઇ કર્મથી, કઠીણુ યોગ ધ્યાનથી; કેહી કહે ભજે મલે, દુખ ટાલે દીનાનાથ સ્વામી, રાજ્ય ધન સંપતી, પદ લેવા કેઇ સુરપતી; તપ તપો કરે સ્નાન શરીતા ભરી બાથ. સ્વામી. ધર્મ ૩ મલે નહી તું કોઇને, કોપે નહી અરી જોઇને; ર ઝથ હોઇનેન કરે, સુરનર નાથ સ્વામી, વસ્તુ ગુણે વસ્તુ ધર્મ, જ્ઞાનાદી ગુણ આત્મ મર્મ તે બતાવ્યો શીવ સર્મ, રાજેંદ્ર નમે જોડી હાથ સ્વામી. ધર્મ. ૪ ઇતી. ૧૫

# अथ श्री शांतिनाथ जीन स्वामी.

પીંઉ બરૂવો. લાવણી. મહેતાજીરે સું મહી મુલ બતાવું. એ રાહ.

સુખકારીરે શાંતી જીણંદ સોભાગી, મને સેવાની રઢ લાગી, દુનીઆમાંરે અવર નહી વડભાગી; પ્રભુ ચક્રી પણું તે ત્યાગી. સુખ. નીજ ગુણના થઇ રાગી, ધરી સંજમ યોગ વઇરાગી ભવ ભયની ભાવઠ ભાગી; પ્રભુ શાંતીરે તુઝ ગુણનો હું રાગી. મને. ૧ ભવી સેવોરે એ જીનને સુખકારી, બલીહારી હું વાર હઝારી; ભવ પુરવેરે કપોતના પ્રાણ ઉગારી, દીધું દાન તેં જંઘ વીદારી; હું સરણાગત આધારી, દયા ધર્મના કીર્તિકારી, તુઝ મુર્તિ મોહનગારી. ગુણવંતારે તુઝ સોભા જગ સારી. બ. ૨ વીશ્વસેનરે અચીરા મા તના જાયા, જશ કંચન વરણી છે કાયા, જગ સેવેરે વિદ્યાધર નર

રાયા, ઈંદ્ર ચોસઠ સેવે પાયા, તજી કામ ક્રોધાદી માયા. મુની રૂદય કમળમાં ધ્યાયા. દેવ દેવી મળી ગુણ ગાયા, તુઝ સેવારે કીધી તે સુખ પાયા. જશ. ૩ રાય રાજારે શ્રી ૬ સુખના કરનારા, પ્રભુ ભક્તનું દુખ હરનારા, તુમે આવોરે મન મંદીરમાં મારા, કદી ચીત્તથી ન કરૂં ન્યારા, અમે સેવક છું પ્રભુ તારા; જીવ જીવન તુંહી આધારા, કરો કરૂંણા શાંતી પ્યારા, મન મોહન કરૂંણા કારા, રાજેંદ્રનેરે ભવ દુખ પાર ઉતારા. પ્રભુ ૪ ઇતી.

# अथ श्री कुथुंनाथ जीन स्तवन.

## મોહી રહ્યો છું મંદ હાશમાં રશીલી તારા, એ રાહ.

જોઇ રહ્યો છો લોકાલોકમાં, પ્રભુજી મ્હારા જોઇ. એ ટેક. તુઝથી છાની કાંઇ વસ્તુ નથી વીશ્વમાં, જ્ઞાન કેવલ દર્શન આભાસમાં. પ્ર. ધર્મા ધર્મ કૃત્યા કૃત્ય જીવા જીવનેં, દેખો જગતને આનંદ વીખાસમાં. ૧ ચઉ ગતી જીવ હીત હેતે ચઉ મુખથી, બેસી સમવસરણ આવાસમાં, પ્ર. ૨ ભવી હીત કારણ વાણી પ્રકાશીં, અતીશે ગુણના વીલાશમાં, પ્ર નીસકારણ પ્રભુ તુમે ઉપગારી, જીમ રવી શશી કાંતી ઉજાસમાં. પ્ર અષ્ટ મહા પ્રાતીહાર્ય તુઝ દેખી પ્રાણી પડે ન અષ્ઠ કર્મ પાશમાં. પ્ર. ૩ પૂર્વ સંચીત અઘ પીણ ક્ષય પામે, તુઝ રટણાએ શ્વાસો શ્વાસમાં. પ્ર. સમદ્રષ્ટી તુઝ મુંદ્રા મન હરણી, સુરનર સેવે ઉલ્લાસમા પ્ર. ૪ ભવી પુજો શ્રી કુંથુનાથ સ્વામી. નીત્ય ભક્તિએ આત્મ અભ્યાસમાં, પ્ર. જન્મ મરણ દુખ વીરમી, રાજેંદ્ર મીલો અનંત જ્યોતી પ્રકાશમાં. પ્ર. ૫ ઇતી.

## अथ श्री अरनाथ स्वामी स्तवन.

રાગ કાફી જીલ્લો. તું દીલગીર દેખે સો કારણ. એ રાહ.

અઢારમા શ્રી અરનાથ પ્રભુનું ધ્યાન ધરૂં ચિત્ત લાઇરે, ભ વગદ વારણ તું ધનવંતર, સેવું સદા સુખદાઇરે. અ. ૧ સારથી ધર્મ પ્રવર રથનો તું, સાસન સારથ વાહીરે; લોક લોકોતર તું જીન ચક્રી, જગમાં તુઝ મોટાઇરે. ૨ નવ નીધાન નવ તત્વ પદા રથ, ખટખંડ છે ખટકાઇરે; લોક ચઉદ તુઝ રાજ છે મોટા, ઉણી મનથી હવે કાંઇરે. અ. ૩ સમદમ આદી સેન્ય.સખાથી, શીવપુર જાવા ઉમાઇરે; પ્રતી પક્ષી કર્મરાય ચડ્યા કેઇ, છોડવ્યા બલ ફોરવા ઇરે. પ્ર. ૪ અતુલીબલ તાહરૂં ગયો દેખી, મોહરાય લજવાઇરે; રાજેંદ્ર તુઝપદ સેવા ચાહે, આપો અવસર પાઇરે. અ. ૫ ઇતી.૧૮

## अथ श्री मल्लीजीन स्तवन.

રાગ માઢ. વીરા વેશાના યારી. એ રાહ.

મલીનાથજી મારા, પ્રાણથી પ્યારા, વંશ્વ આધારા, આદરૂં તાહરૂં ધ્યાન. શીવસુખ કરનારા, પ્રભુજી તારા; ગુંણ અપારા, આદરૂં. એ ટેક. શાંત સુધા રસ વાણી છે તારી, ભવદવ મેઘ સમાન વિષય કષાયગજ અંકુશ માનુ, જે સાંભળે આણી સાન; તેને હીત કરનારા, સંજમ સારા, દેઇ ભવપારા. આ. ૧ જગને શીખામણ તેં નીરમાયું, નારી રૂપ નીધાન; દેખાડવા દેહ દંભનું દુષણ, કર્મ વીપાક નીદાન. અહો જગ હીતકારા, કરૂંણાકારા, દુઃખ

સંસારા, આદરું તારું ધ્યાન. ૨ વીશ્વનું મોહન તુઝ રૂપ દેખી, થયા છે રાય બેભાન. દેહ ઉદારીક અશુચી બતાવી, દેઇ ઉપદેશ દાન; કીધા તેં ગણધારા, તુઝ આભાર નહી વીસારા. આ. મ. ૩ દુશમ કાળમાં ગુણ તુમારા, જે સાંભળે નીજ કાન. ભણે ગણે તુમ કીર્તી સ્તુતી, તસ પાતીક થાય હાણ. ધરી પ્રેમ ઉદારા, અખંડ ધારા, જીનજી મ્હારા. આ. મ. ૪ જીન અવેદી વેદ નહી તુઝ, સાચું છે તારૂં ગ્યાન; સેવક દુઃખ નીવારો સાહેબ, રાજેંદ્ર એ તુઝ માન. અમો દાસછું તારા, પાર ઉતારા, દુખ નીસ્તારા. આ. મ. ૫ ઇતી. ૧૯

# अथ श्री मुनी सुव्रत स्वामी स्तवन.

## ભેખરે ઉતારો રાજા ભરથરી. એ રાગ.

છપન દીગ કુંમરી કર્યું, સુચી જીન જન્મનું કર્મજી; મેર શીખર નવરાવીઆ, ત્રિ દસેંદ્રે એ મર્મજી; નાથ સુવ્રત નમો વીસમા. એ ટેક. ચક્રી હલધર પ્રતીહરી, નારાયણ નર દેવજી; રીધી સમૃધી બલ પ્રાક્રમી, સુર કરે જસ સેવજી. નાથ ૨ એહવાને આરોપણ કર્યા, અવતારી નર નાથજી, તે પીણ તારા ચરણને, નમે જોડી બેહુ હાથજી. નાથ. ૩ મુરછા પરી મહથી તે ભર્યં, તું નીર્મોહ અવીકારજી; અનંત બલપીણ અરી નહી, તુઝ સમ નહી સંસારજી. નાથ. ૪ અહો દેવ દેવાધી તાહરો, વીશ્વત્રયને આધારજી, રાજેંદ્ર આપો સંજમપણું, તો તુઝ મોટો આભારજી. નાથ. ૫ ઇતી ૨૦

# अथ. श्री नमीजीन स्तवन.

રાગ કાફી મહીનો મુલ બતાવ. એ રાહ.

નમી નાથ મહારાજ, ભજતું ભાવ ધરીરે. નમી. એ ટેક. સુખ કારણ તેં અન્ય સામગ્રી, મેલવી બહુજ સમાજ; ધન દોલત નર સુરની રૂધી, મોટું મંડલ મહીરાજ. ભજતું. ૧ ભોગવ્યા ભોગ તેં વીવીધ પ્રકારે, તોહે ન આવ્યો વ્યાજ; સુખ ઉદારીક દુઃખ વીપાકે, છે તુઝથી અલગાજ. ભજ. ૨ ઉપશમ અમૃત રસથી તુઝને, થાસે સુખ પીતાંજ; તે રસ સાગર સમ જીન પૂજી, જન્મ સફલ કર આજ. ભજ. ૩ ઇંદ્રી જનીત સુખ ત્યાગી જપ તું, એકવીસમા જીનરાજ; ચાહે ભલું જો નીજ આતમનું, કરવા વંછીત કાજ. ભજ. ૪ સરણાગતને નહી ઉવેખે, પ્રભુ બાહ્ય ગ્રહ્યા ની લાજ. રાજેંદ્ર સોમ સેવેત સહોને, નીર્ભય પણું દીલમાંજ. ભજ. ૫ ઇતી. ૨૧

# ॥ अथ श्री नेमीजीन स्तवन. ॥

રાગ આશા ગોડી અવર મદન અલબેલો એ રાહ.

સું અપરાધે વિસારી સ્યામ મને, સ્યું અપરાધે એમ બોલે. રાજુલ નારી. સ્યા. એ ટેક. જોન જોડી મુઝ કીધી નીરાસી, ઉત્તમ નહી આચારી, ગુણવંતા જો રૂસે કદાપી; તથા પીપર ઉપમારી. સ્યા. ૧ મરણ પામે છે મધુકર સરીખા, સ્નેહની રીત સંભારી; નવ ભવ નેહ નીવાર્યો ક્ષણમાં એ સું વાત વિચારી. સ્યા. ૨

મુઝ દુઃખ વીરહાનલનું જોતાં પશુકનું નહી ભારી, દુઃખ નીવાર ણુ જો પ્રભુ તું છે તો હું શરણુ છું તારી. સ્યા ૩ નયણે રોતી જીન મુખ જોવા, પહોતી ગઢ ગીરનારી, સાચા સ્નેહને જાણી સ્વ કરથી ચારીત્ર દેઇ આધારી. સ્યા. ૪ મુગતી પામીને મને પેહેલા અવીહડ પ્રેમ કરારી. સુત શીવા દેવીના નેમ નગીના; જીમ ઉપ રી નીજ નારી. સ્યા. ૫ સેવક છે તમ શરણે તાહરે, ઉધરો લાજ વધારી; નીજ પરનો તુઝ ભેદ નથી તો, કર મુઝ તું ઉપગારી. સ્યા. ૬ બ્રમચારી ભગવાન કહુ છું એહ અરજ છે મારી, રાજેં દ્ર સોમ કહે કરજોડી; લ્યો મુઝ વીનતી સ્વીકારી. સ્યા. ૭ ઇતી. ૨૨

# अथ श्री पार्श्वजीन स्तवन.

## રાગ બનઝારો સાંભલ તું સઇઅર મારી એ રાહ.

મનુષ્ય જન્મને પાઇ પ્રભુ પાર્શ્વને પુજો ભાઇ એ ટેક કમઠ જોગી અહી બાલ્યો. ઓહો નાણુથી જીનજી નીહાલ્યો પ્રમેષ્ટી મંત્ર સુંણાઇ. પ્રભુ ૧ ધરણેંદ્ર કર્યો તે ભોગી થયો અધમાસુરતે જોગી. ઉપસર્ગ કર્યો દુખદાઇ. પ્રભુ. ૨ પદમાવતિ પતી આવી, પ્રભૂ ચરણે શત્રુ નમાવી દશ ભવનું વેર ખમાઇ. પ્રભુ. ૩ સમકી તનુ દેઇ દાન, અરી ઉધર્યો એ તુઝમાન; તું તારણુ તરણુ સહાઇ. પ્રભુ. ૪ તુઝ આદેય છે જગ નામ, કરે દેવાદીક ગુંણુ ગ્રામ. તુઝ નામે ભવ દુખ જાઈ. પ્રભુ. ૫ અશ્વસેન પીતાનો જાત, વાણા રશી નયરી વીખ્યાત; સતી વામાદેવી માઇ. ૬ અહી લંછન છો અરીહંત, શીવ સુખ દાતા ભગવંત; રાજેંદ્ર નમે તુઝ પાઈ. પ્રભુ. ૭ ઇતી. ૨૩

# અથ શ્રી મહાવીર સ્વામી સ્તવન.

## કરમાં તું દીલ સ.થ છોકરા એ રાહ.

ધ્યાન ધરું દીનરાત પ્રભુનુ, એહજ શીવપુર સાથ પ્રભુનુ ધ્યાન. એ ટેક. કાળ અનાદી જીવ પ્રમાદી, અજ્ઞાને ભોગવ્યાં દુઃખ નર કાદી; મોહ વસે થયો હું ઉન્માદી, નારી પ્રપંચે રમ્યો વીષયાદી, જીન વચનનો થયો પ્રતીવાદી સદ ગુરૂ મુખ સુણી ન વાત. પ્રભુ. ૧ શ્રુતની વાણી ગુણની ખાણી, અહનીશ સાંભલું અમી અસમાણી; દ્રવ્યાદીકાદી નીક્ષેપ પ્રમાણી, ભાખી ભવીજનને હીત હેતે કરવા પરઉપગાર સંકેતે; પ્રભુ પ્રણમું તે જોડી હાથ. પ્રભુ. ૨ જીનજી મ્હારા પ્રાણથી પ્યારા, ક્ષીણ ક્ષીણ સાંભરે ગુણ તમારા શરણાગત ઉધારણ હારા; દુઃસમ કાલના સેવક તારા કર્મના પાશ માં પડયા બિચારા, તુમે ઉધરો માતને તાત. પ્રભુ. ૩ સાસન પામી મીથ્યા ત્વવામી તુઝ પાય પ્રણમું મસ્તક નામી, મહેર કરો મહાવીરજી સ્વામી; ચંદન બાલાદી જીમ તુમે તારી, ચંદ કોશીકની ગતી સુધારી, તીમ સેવકતારો નાથ. પ્રભુ. ૪ ત્રીસલા જાયા, શાસન રાયા, તજ્યા કામ ક્રોધ મદ મોહને માયા, સુરાસુર ઇંદ્ર મલી ગુણ ગાયા, ધ્યાના ન લે કર્મ કાઢજ લાયા, શૈલેસી કરણે કરી શીવપા યા, દાસ રાયને કૈલાસનાથ. પ્રભુ. ૫ ઇતી. ૨૪

ઇતી શ્રી રાજેંદ્ર વીલાશે જીન ગુણ સ્તવનમાલાયાં પ્રથમ ચતુર્વીંશતી સ્તવનાની સમાપ્તમીદં.

# अथ श्री शत्रुंजय स्तवन.

**રાગ બીભાસ. આ ભરૂઆડણી, અજબ અપાર. એ રાહ.**

જગત શિરોમણી, સિદ્ધગીરી સાર સિદ્ધગીરી સાર; વંદો. એ ટેક. સકલ તીર્થનો રાજા એ સમ, કોઇ ન અવર સંસાર. જગત. જીનવર શ્રેણી ધવલ એ માનું, સુર સરીતા અવતાર. જગત. ૧ મધ્ય પ્રવેશે સમકીત લેશે, ચોક ચતુર ગતીવાર. જ. મુખ્ય મંડપમાં શ્રી આદીશ્વર, પ્રણુગો ભવી હીતકાર. જ. ૨ જાણી ઉત્તમ મહીએ ગીરી આવ્યા, જીનપુરવ નવાણુ વાર; જ. નેમ વીના જીન ત્રેવીશનું થયું, સમવસરણ સુખકાર. જ. ૩ પુંડરીક આદે રામ પાડવ વલી, અનેક વર્યા શીવનાર; જ. ચંદ્રશેખર સમ દુરીતાચારી. તશ સરણાંગત આધાર. જ. ૪ કલ્પતરૂ જીમ વંછીત દાતા, સુકરાજ પરે ધરી પ્યાર; ધ્યાન ધરે તસ રાજેંદ્ર આપે, શીવપુર રાજ શ્રીકાર. જ. ૫ ઇતી.

# अथ श्री गीरनार नेमनाथ स्वामी स्तवन.

**શીતાજીના મહીનાની સખી પરભવ પાપ અમાપ કરી હું અવતરી. એ રાહ.**

હાંરે સખી ઉંચો ગઢ ગીરનાર, સુંદર રળીઆમણો; જ્યાં તરૂજાતની ભાર અઢાર, જગત વશ કામણો; ત્યાં વસે મુઝ ભરથાર, નંદન શીવા દેવીના, બ્રહ્મચારી શ્રી નેમી કુમાર, ન રૂચે મુઝ તે વીના ૧ ન સોહાય અવરનું નામ, એમ કેતી રાજેમતી; પહોતો નીજ સ્વામીને ધામ, દ્રઢ સ્નેહે મહા સતી એવી

હ૬ પ્રીતી પતીવામ, અવીનાશી એ દંપતી. લહી અક્ષય સ્થિતિ નિદાન શીવ સુખની સંપતી. ૨ ભવી તુમે મહીમા જાણુ, વંદી થાઓ ઉપસમી; ગુરૂ મુખ અમૃતવાણી વાણુ, મીથ્યાત્વ જાઓ વમી, બોધ બીજ તણી એ ખાણુ, અનેક જીહાં સંજમી. જીહાં જીન નેમી નીરવાણુ, પામ્યા ટુંક પંચમી. ૩ દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ, નીમીત સુભ મેલવી; મોહરાયને ખેલી દાવ નીર્બલ કરો ગેલવી. રૈવત ગીરી નીત્ય ધ્યાવ. જ્ઞાનથી જીવ હેલવી, લહો મુક્તિ નો રાજેંદ્ર ભાવ, અક્ષય સુખ કેલવી ૪ ઇતો.

# अथ श्री आबुजीनु स्तवन.

રાગ ગરબી. શાસનદેવી કરસે સંરક્ષણ. એ રાહ.

આબુ ગીરી ઉપરે જીનવંદો. એ ટેક. પ્રાસાદ ઉત્તમ છે દેલવાડે, શીવ ગતીનાં દાતાર. આ. પામે જે કોટી તપે ફલ પ્રાણી, તે પ્રભુ ભક્તિ ઉદાર. આ. ૧ વીમલ વસી એં આદીસ્વર પૂજો, બહુ ભક્તિ મનોહાર. આ. આઠસેં બહોતર બીંબ નમીને, સફલ કરો અવતાર. આ. ૨ વસ્તુપાલ તેજપાલ બે ભાઇ માનું કર્યો તીર્થ ઉદ્ધાર, તીમ લુણુમ વસી જીન મંદીર નેમી, રાજેમતી ભરથાર. આ. ૩ કોરણી રચના વીવીધ પ્રકારે, વીસ્વ નયના નંદકાર. આ. જોડી નહી જીન શાસનની તીમ, અરબુદ જીન દરબાર. આ. ૪ ચોમુખ નીરખી ચતુર ગતીનાં, ભવ ભ્રમણ ભવીવાર. આ. વર્ધમાન જીન ઓરીઆ ગામે, જે ઉગ્ર તપે તપનાર. આ. ૫ તેહને પ્રણમી અચલ ગઢ ચઢીએં, ચાચલ પ્રણામની ધાર; આ. આદી જીણંદ પ્રભુ પાસને પુજી, શંતી નમો સુખકાર, આ. ૬ સર્વે તીરથ

હે.૫ એ ગીરી નમતાં, અંતરથી ધરી પ્યાર. આ. જીન આલંબને શીવપુર જાવા, રાજેંદ્ર થાવો તઇઆર. આ. ૭ ઇતી.

# अथ श्री अष्टापद जीन स्तवन.

પ્રાણ પ્રિયા સુણ પુત્ર આપણે.

રાગ ઈંદ્રસભાનો. રાજાજીતો સો ગયા. એ રાહ.

અષ્ટાપદ ગીરી આદી જીનેસ્વર, વંદો ધરી બની પ્યાર, દુર ધર મોહ સિંહને હણવા, અષ્ટાપદ અવધાર, ભરતપતી શ્રી ભરતનરેસર, જીનવાણી ધરી ચીત્ત, સમકીત નીર્મળ કારણ હેતે, પરી ધમ ખરચી વીત. ૧ વર્તમાન જીન ચોવીશ જીનનું, મણીમય જયોતી અપાર રચ્યુ વીહાર તીન કોશ ઉતંગે જોજન એક વિસ્તાર; ચઉ ગતી વારણ અજીતાદી ચઉ. દક્ષણ દીશ દીપંત પધ પ્રમુ આદે અઠ જીનવર પશ્ચિમ ધર્મ જીપંત. ૨ નાથ અનંત આદે દશ ઉત્તર પૂર્વ રીષભને વીર, રીષભ અજીત પૂર્વે કહે કેઇક સ્યાદ્વાદ મતધીર; ચ્યારે દીશ જીન ચઉવીશ સોહે, નીજ નીજ દેહને માન, પરીમીત વરતુ કાલ અસંખે દીન દીન અધીકે વાન. ૩ નીજ શક્તિ કરી જે નર વંદે તેહને મુક્તિમહંત, નીજ લબ્ધે ગઉતમ ગુરૂ ચઢીઆ; વીરવાણી સુંણી સંત, તે ગીરી પાસ નીચે તપ તપીઆ પનરસેં તીન મહંત; ગઉતમ કરવહી દીક્ષા શીક્ષા, કેવલ જ્ઞાન લહંત, સગર પુત્ર મલી સાઠ હજારે તીર્થ રખોપા[illegible]કાજ પ્રાણ તે પણ દુધે રખાઇ ભરી જલ ગંગા સાજ દુસમ કાલે નહી દસ વસ્તુ તીમ એ તીર્થ અસાધ્ય, રાજેંદ્ર સાચે ભાવજો ભજીએ; તો શાશી સુખ સુસ.ધ્યા. ઇતી ૫

---

# अथ श्री समेत शीखर स्तवन.

રાગ લાવણી સુણોસજન સંધ્યા સમય સહેલને સારૂ એ રાહ.

શ્રી સમેત શીખર ગીરી નીત્ય હું પ્રણમું ભાવે જીહાં સિધિ વર્યા જીન વીસ ફરી નહી આવે, વળીએ સમ નહી સંસાર અવર ફરી જોવો, વંદીને ચરણ જીન વીસ કર્મ મલ ધોવો. ૧ જીન સહ સમુની પરીવાર અજીતથી સુમતી પ્રભુ પદ્મજી ત્રણસેં મહંત. જે ટાલે કુમતી, પ્રભુ પંચ સયાં સુપાસ શ્રી ચંદ્રથી જાણો શ્રેયાંશ લગે અણગાર સહસ પ્રમાણો. ૨ ખટ સહસ શ્રમણને સાથ, વીમલ જીન સિદ્ધા નીજ સાત સહસ સુકાજ; અનંતજીન કીધા, એકસો આઠ જીન ધર્મ શાંતી પ્રભુ નવસેં, જીન કુંથુ અર એક સહસ્સ, ચિત્ત મુઝ ઉલ્લસે. ૩ મલ્લીનાથ સત પાંચ, મુની નમી સહસેં, તેત્રીસ જતી સંગાથ; પાસ જીન વીકસેં સતાવીસ સહસ, તીનસેં ઓગણ પચાસ, જીનપરી કર બીજા કેઇ મીલ્યા શીવ વાસ ટુંક જુદારો વીસ, પાસ સામલને પુજો, અસંખ્ય ભવોનાં કર્મ સંભારી ધ્રુજો અંતર રીપુ જયકારક પામી હું પ્રણમું રાજેંદ્ર ભવોદધી તાર કર્યું તુઝ સરણ, ૫ ઇતી.

# अथ श्री सिद्ध चक्र स्वामी स्तवन.

રાગ જંગલો ઝંઝોટી માહું લગ.ડા તો મારા સમ છે સહુંણી એ રાહ.

ભાવે આરાધો શ્રી સિધ ચક્ર સ્વામીરે પૂન્ય જોગેથી તુમે નરભવ પામીરે, ભાવે. એ ટેક. વીધી સહીત ઓલી આંબીલની કીજેરે,

નવ પદ મહીમાએ સહુ સુખ રીઝેરે, ભા. ૧ પ્રથમ પદે ઓ અરી હંત ઉપગારીરે પદ બીજે થયા સિધ કર્મને વારીરે આચારજ પદ ત્રીજે ગરછ આધારોરે, ચોથા ઉપાધ્યાય જ્ઞાન દાનના દાતારોરે. ભા. ૨ પાંચમે પદ સરવે સાધુ નર લોકેરે, નમો પંચ પ્રમેષ્ટી મલી થોકે થોકરે સમકીત પદ છઠે અનેક એક ભેદેરે સાતમે જ્ઞાન પંચ અજ્ઞાનને છેદેરે. ભા. ૩ આઠમે ચારીત્ર પદ સરવે દોષ ટાલેરે, નવમે દ્વિવિધ તપ, કઠોણુ કર્મ બાલેરે, અરીહંત થાપી મધ્ય; સિદ્ધા દીચ ઉદ્દેશેરે દશણુ દીઠવો, વીદીશે સુલેશેરે. ભા. ૪ કરી રચના અષ્ટ કમલ દલ રંગેરે આતમ ધ્યાને ધ્યાવો અનુભવ સંગેરે; આ ભવ પરભવ એ ઉપગારીરે, સુખ આસો ભવી તુમે જુઓ વીચારોરે. ભા. ૫ કઈ કે આરાધ્યા નવ પદ થઇ લીનારે આદરી દ્રવ્ય ભાવે નીજ સુખ ચીનારે શ્રીપાલ પરે સુખ વીલસી શીવ જાવેરે, રાજેંદ્ર ગુણ એના સુરનર ગાવેરે. ભા. ૬

## अथ श्री सीमंधर जीन स्तवन.

**લીલાવતીએ લખી મોકલ્યો, કાગળ પ્રીતમ પાસ. એ રાહ.**

પુરકલાવતી વીજયે રહ્યારે, મહા વીદેહ મઝાર; નયરી પુંડરગીણી રાજીઆરે, પ્રભુ રાજ શ્રેયાંશ કુમાર. સીમંધર જીન વીનતી. ૧ કહું કરજોડી મહારાજ. સી. અવધારો ગરીબ નીવાજ, તુમ ખોલે છે મુઝ લાજ. સી. એ ટેક. ઓછા પુન્યથી અવતર્યોરે દુષમ કાલે હું આંહે; વીણ જ્ઞાની કુણ મન તણોરે; તાત સંસય ભાગે સું ક્યાંય. સી. ક. અ. તુ. ૨ જગ દુખીઓ છે આ ભરતમાંરે, તુઝ અજાણ્યું ન કોય; વીશ્વત્રયનો તું ધણી થયરે. નીજપર તુઝ ભેદ ન

હોય. સી. ક. અ. તુ. ૩ છતી સત્તા નહી વાપરેરે, તસબલ હાંસી રૂપ; દેવ અનેક વશ તાહરેરે, એક મોકલો આ અંધ કુપ. સી. ક. અ. તુ. ૪ કરે શાશન સોભા સત્યથીરે, મીથ્યા અજ્ઞાનને દુર જગ જંતુ ભવદવ થકીરે, બલતા ઠારે હુકમ હજુર. સી. ક. અ. તુ. ૫ પોણુ નીરાગીતું જગ ધણીરે, નહી તુઝ રાગને દ્વેષ; કર્મ વશે પડયા પ્રાણીઆરે, તુમે દેખોછો વીચીત્ર વેશ. સી. અ. ક. તુ. ૬ સરણે આવ્યાને ઉધરોરે, મોહ રીપુથી નીશંક વૃષભ લંછન પતી રૂકમીણીરે, સ્વામી તુઝ નમે રાજેંદ્ર રંક. સી.ક. અ. તુ ૭ ઇતી.

## ॥ अथ श्री शांतीनाथ स्वामीनुं स्तवन.

### સખી કેમ ન આવ્યા નાથ હજી, હું તો જોગણ થઈ સણગાર તજી. એ રાહ.

પ્રભુ પ્રણમું શંતીનાથ તને, હું તો કહું કરજોડી એક મને. પ્રભુ એ ટેક. ભવ દુઃખ દાવાનળમાં પડીઆ, અરી અંતર મોહ રાય કને. પ્ર. શંતી કરો સમ ગુણ સુધાથી, દુઃખ વહનીથી બ ળ્યા તનને. પ્ર. ૧ દેવ અવર મેં ફરી ફરી દીઠા, ખરો ઉપાય ન કોઈ કનેં, પ્ર. તારક નામ ધરાવીને બેઠા, વીષય કષાય ભર્યા બ્યશને. પ્ર. ૨ તેમની પાસે કરતાં ઉપાયે, છુટયા નહી દેતાં બહુ લધને. પ્ર. તુઝ ગુણ દેખી બીજા ઉવેખી, વળગ્યો છું તુઝ શાસનને. પ્ર. ૩ અવર ન માંગું સોળમા સ્વામી, રાજ રામા ઘર સુખ ધનને; પ્ર. જાચું યોગ્ય જાણી પ્રભુ તુમને, કામ બીજાથી તે ન બને. પ્ર. ૪ દર્શન લેશ આપી મુઝ તારો, છીમન ફરૂં સંસારવને. પ. પુરવે જીમ પારેવો ઉગાર્યો, રાજેંદ્ર છે તામ તુમ સરણે. પ્ર. ૫ ઇતી.



# अथ श्री द्वीतिअ चतुर्विशती स्तवन मालीका प्रारंभ्यते.

## प्रथम श्री रीषभदेव स्वामी स्तवन.

રાગ હોરી ભજે આબ્યા હર્ષ ભરાણી. એ રાહ.

રીષભ જીણંદકી મેં બલીહારી. એ ટેક. નયરી વનીતામે જન્મ લીઓહેં મરૂદેવી માત તુમારી; નાભી કુલગર તાત જીણંદકાં, વૃષભ લંછન મનોહારી, સુષમ સમયમેં અવતારી રીષભ. ૧ ત્રેસઠ લાખ પુરવ રાજ કીનો, સુનંદા સુમંગલા નારી· ભરતાદીક સો બેટા દે બેટી, જુગલા ધર્મ નીવારો. અંતરારી પરીહારી, રી. ૨ ચ્યાર સહ સરાયા સાથસેં ચારીત્ર લીઓ, ભવી હીતકારી ઉમ તપે માસ દ્વાદશ વીચરે, પાણી ન અન્ન અહારી, ગયે રાય શ્રેયાંશ ધારી. રી. ૩ ઇક્ષુ રસ ઘટ એકસત આઠે, પારણે ક્ષુધા નીવારી; સહસ્ત્ર વરસેં ગ્યાન કેવલ રીધી, મીલાઈ માતાકું ઉધારી સમોસરણે સુખ કારી. રી. ૪ પતી નીપાવન ભમ વીધાતા, તારક તુહી મોરારી કર્મ સંહારણ રૂદ્ર રૂપતોરો તુહી સ્યાધાદાનુ સારી, રાજેંદ્ર તોરી ગતી ન્યારી. રી. ૫ ઇતી.

## अथ श्री अजीत जीन स्तवन.

મહી બહુ વેપાર અહીં નહીં અવાય એ રાહ.

ભવી અજીત નાથ નમો જોડી હાથ, મુકી મોહ બાપ; સમ કીતની છાપ કરો કર્મ કાય, જીન ધ્યાના નલકીના. ભવી. ૧ મુ-

કય નીત્ય મેવ વીષયાદી ટેવ, નીત્ય કરતું સેવ અરીહંત દેવ, ફરી તતખેવ તુંઝ સૂમતી આપીના. ભ. ૨ ઇમ સુદ્ધ જીવતુ કર સહીવ, સમ રશને પીવ ભવ દુઃખ અતીવ નહી કરત રીવ, દુખાધીન થઇ દીના. ભ. ૩ બહુલ ઉપગાર જીન ગુણ સંભાર નીજનો ઉધાર તું કર આવાર, એ સંસાર સાર ઔર અસાર તે વિના. ભ. ૪ જીવ આણી ભાવ પ્રભુ અજીત ગાવ, અનુભવને પાવ ખેલ મુકત દાવ, લે આત્મ લ્હાવ રાજેંદ્ર ગુણ ચોના. ભ. ૫ ઇતી.

# अथ श्री संभव जीन स्तवन.

## ઇંગ્રેજી લાવણી ગણીકાના ઘરમાં શેઠ ગયા એ રાહ.

નમન કરૂં ત્રીજા જીન સંભવ તુંહી પ્રભુ મુકિત નીદાનરે એ ટેક. કરી કરૂણા મહારાજ ઉતારો ભવ સિંધુની પાજ પ્રભુ બાહ ગ્રહ્યા ની લાજ એમાં નહી તુજ હાનરે. ન. ૧ જન્મ નયરી સાવથી સારી પીતા સોહે રાયજી તારી, સેના રાણી માત ઉદારી દેહી કંચનવાનરે. ન. ૨ લંછન વાજી પ્રભુ બીરાજે, મોહ રીપુની ફોજે ગાજે રાખ્યો નહી એક અરી સાજે શત્રુ વલાવી શાનરે. ન. ૩ ગરભેં આવી દુર્ભીક્ષ વાર્યો, જન્મ ધરીને જગત ઉગાર્યો શરણાગતનો કારજ સાર્યો, પામી કેવલ ગ્યાનરે. ન. ૪ અનંત ગુણી તું આતમ રાગી, શીવ સુખ દાતા તું વીશરામી, તાહરા ધ્યાને રાજેંદ્ર સ્વામી, અક્ષય સુખ નીધાનરે. ન. ૫ ઇતી.

# अथ श्री अभीनंदन स्वामी स्तवन.

## ખમાચ જીસો વાલમ આવેરે એ રાહ.

જાઉં હું વારીરે જાઉં હું વારીરે, શ્રી અભીનંદન જીન ચં

ફન સમી, છબી જોઇ તારીરે. જાઉં. એ ટેક. તુઝ શિતલ ગુણ ભુમિતલ, કયાંહી નહીં સુખકારી, ફરી ફરી જોતાં ધારી, એ મૃઞ કરી આશ્ચર્યા; તાહરી તો બલીહારી જગ સારીરે. જા. ૧ ચંદ્ર કલંકી નહીં નાઃશંકી ખંડીત રાહુ શીકારાં, ન ધ્રુટે ઓપુમ તારી તે અંતર અરી વીદારી, જીમ તરૂ હેંમ ઠારી મનોહારીરે. જા. ૨ પંચમ કાલેં અતી વીકરાલેં દાસ તારા દુઃખકારી, ભવગદના આ-જારી, છે દુઃખ અપરંપારી દર્શન વીણ લાચારી, તુઝ દેદારીરે. જા. ૩ કુણ ઉપાય મીથ્યાત્વ છુટાય અનંત કાલની યારી, પડયા કર્મ કારાગારી, મોહરીપુ ભય ભારી, નહી નીકલવા બારી તું આ ધારીરે. જા. ૪ વિષય સુખ રાચી લહ્યું દુઃખ, મૃગ તૃષ્ના ભ્રમ વારી, જ્ઞાનથી જાણી નીવારી, પ્રભુ આગ્યો તુઝ દ્વારી, રાજેંદ્રને શીવનારી, આપો બહુ પ્યારીરે. જા. ૫ ઇતી શ્રી.

## अथ श्री पांचमा सुमतीनाथ स्वामी स्तवन.

### અલાહો અલા જલે સાંર અલા એ રાહ.

સુમતી હો સુમતી તુહી નાથ સુમતી, તુઝ નામ ધ્યાનાં ટાલે તું કુમતી. એ ટેક. તું અપાર તું અનંત, તુ અલખ તું ભદંત, ભાવે તુઝ ભજે સંત, તસ હોય સુગતી. સુ. ૧ તું આધાર વીશ્વ સાર, તું જગત જંતુ હીતકાર કરે તુઝ અપકાર તસ હોય કુગતી. સુ. ૨ તું નીર મોહનું ક્ષિચુ કોહ નહી છે તુઝ રાગ રોહ, પામે નહી તુઝ બોહ જેનર મુઢ મુમતી, સુ, ૩ નહી તુઝ શત્રુ મીત્ર તુઝ મહીમા છે વીચીત્ર, કહેવા તુઝ ચરીત્ર નહી સુર ગુરૂ શકિત સુ ૪ પંચમ ગતી દાતાર પાંચમા સુમતી સાર સંસારસમુદ્ર તાર રાજેંદ્ર કર ઉનતી સુ. ૫ ઇતી,

## अथ श्री पद्मलाभ जीन स्तवन.

રાગ કાફી લીલાવતી કયમ તું આવી, સાસરીએથી ઉદાસ-રાહ.

શ્રી પદ્મ પ્રભુ પ્રેમથી નીત્ય નમીએ ઉઠી સવાર. એ ટેક. નયરી કોસંબી પીતાધર રાજા, માતા શુશીલા લંછન પદ્મ સાર. શ્રી ૫. લાખ પુરવતીસ, આયુ અઢીસેં, ધનુ વરણ કંચન સુભાકાર. શ્રી. ૧ ખટ કાયર ક્ષણ વાણી છે જેહની, સુર નદી પદ્મ દ્રહે માનુધાર. શ્રી. પુરણ પર્યાય ભંગ જલ નીર્મલ વહેતી મુનીજન રદય મઝાર. શ્રી. ૨ શ્રુત સમુદ્ર સમાણી પ્રવાહે જીમલ વણાદધી ગંગવાર. શ્રી. તે જલ સ્નાને તુમે સુચી થાઓ. ભાવે જીન ગુંણ એ ગંગદ્વાર. શ્રી. ૩ સમરસ અમૃત સમજલ પાનેં હોય ન જન્મ મરણ અવતાર. શ્રી. અવર ધમના છે અમૃતની ફુરી જુઓ ગંગા કાશી કેદાર શ્રી. ૪ સપળા તીરથ સફળ પદારથ પામે વંછીત સુખ નીરધાર; શ્રી. નીજપર ભેદા ભેદ કરી રાજેંદ્ર, ધ્યાવો અંતર પ્રભૂ ધરી પ્યાર શ્રી૦ ૫ ઇતી.

## अथ श्री सुपार्श्व जीन स्तवन.

લાવણી સુણ સાજન સંધ્યા સમય મહેલને સારૂ. એ રાહ.

ભવી ભજો નાથ સુપાસ. સાતમા જીનને; ધઇ દેહ વચનથી સુદ્ધ ભાવથી મનને, એ ટેક. વાણારશી નયરી જન્મ પ્રભુનો જાણો સુપ્રતીષ્ટ પીતારાય પૃથવી સુત સાણો, દેહી ધનુષ બસે અનુમાન વાંન હેંમ વરણે. વીશ લાખ પુરવનુ આય ચીન સાથીઓ ચરણે. ભ૦ ૧ ભય સાત નીવારે જેહ, સાતમા જીન સમરે; તસ વ્યાપી કીધી

છે દુર ભક્તિથી અમરે, વળી શાકીની પ્રેત પીશાચ ભુત, નહી વલગે. ભુજંગસિંહ ગજ દુષ્ટ પશુ રહે અલગે. ભ. જીન જાપ જપે જન જેહ જગત જોઇ જુક્તિ કુર કર્મ લાટ કહીયુ, હરે કાપ કુમતી, સમસુદ્ધ સંવેગ સહિત, સુખ સાધન સુગતીમન માન્યો મહી મહી માએ મલે મહા સુમતી. ભ. ૩ ઇંમ જાણી જીનરાજ સદા નીત્ય સેવો જગમાં ફરી જોતાં સ્વામી મલે નહી એહવો, વીણ કારણ એ ઉપગારી પ્રભુ સુખ દાતા, ભવગદ વારણ એવંઇદ, કરે સુખ સાતા. ભ. ૪ તું અનંત ગુણી અરીહંત, સુરેંદ્ર મળી સેવે, તુઝ નર નરપતી જોગેંદ્ર નામેં તુઝ લેવે, તુમે કલ્પ તરૂપરે મનવંછીત સહુ આપો, કરજોડી કહે રાજેંદ્ર કષ્ટ મુઝ કાપો. ૫ ઇતી.

## अथ श्री चंद्र प्रभु स्तवन,

### નારીના કટાક્ષ પાસ પુરૂષ છે ગુલામ. એ રાહ.

ચંદ્ર પ્રભુ મુખ ચંદ્ર દેખ તું પરભાત, સર્વ કામ સિદ્ધ થવા જીવ જાણ વાત. એ ટેક. નાશ કીધાં અષ્ટ કર્મ પામ્યા પદ જીસું દ; તે પ્રભુ પદ પુજાથી પામે, પ્રાણી પરમાણુદ, ચં પુરી જન્મ પીતા, રાય મહસેન લક્ષમણા માત લંછન, ચદ્ર સોભે દેહ. ચં. ૧ ધનુષ એકસો પચાસ, માન છે શરીર નીકાચીત આયુ લાખ; દસ પુરવથીર દેવાધી દેવ તુંહી, તુંહી જગત ભ્રાત, લોકનાથ વીશ્વ મીત્ર, તુંહી માત તાત. ચં. ૨ સહુ દેવે દેવી વૃંદ, કરે ગુણ જ્ઞાન; જીન ચરીત્ર ગીત બંધ, નૃત્ય એક તાન તું ભક્તિથી ન રીઝે પ્રભુ બીજે ન અમાન, પીણ પ્રણામેં થાયે, શુભા સુભ આવા ઇન, તેહ જાણી હાથ તુઝ, દીસે ન અન્ય સ્થાન. શાંત સ્વરૂપી

મુદ્રા તારી, શીવ સંકેતી થાન; વેર વીરોધ સમે તુઝ દીઠે, અન્ય તરને બાઝ; તત્ર વીમલ સૂરી સુત રાજેંદ્રે, આ સરી તારી સાજ. ૪ ધતી. ૯

## અથ શ્રી સુવીધી જીન સ્તવન.

### ખરે પ્રાણ રાદા તજીને મને એ રાહ.

તું નાથ નવમા પ્રભુ સુવીધી, કરૂં વીનતી આપનું સુખ્ખુંદ; ભવ માંહે ભમીઓ, અજ્ઞાને કરી; કદી તુઝ વાણી ન કાને ધરી. તુ. ૧ પ્રભુ જન્મ જાણો કાકંદી પુરી; પીતારાય સુગ્રીવ રાજેશ્વરી; પ્રભુ માત રામા રાણીજી સતી, મગર લંછને મૂર્તિ દીપતી. તુ. ૨ તુઝ નામ જોતાં ગુણ દેખી કરી, આવ્યો ધરી આશ; જગ જોઈ ફરી, કલ્પતરૂથી ન જો આશા ફલે, તો વૃક્ષ અન્યને જાચવે સું વલે. તુ. ૩ નહી ગઈ ક્ષીરે દધી ગયે તૃષા, તો સું અણી ડાભ બિંદુની વૃથા, કુણ મુઢ એહ વાતને પરહરી, દુઃખ ભોગવે આવરને આદરી. તુ ૪ ઉવેખસો તોહી દાસ સ્વામી તણો, નહી જાયે કયાંહી જાણજો આપણો. તૂઝ શરણ સાચું જોઈ મે કર્યું, રાજેંદ્ર પદ પંકજે શીર મેં ધર્યું તુ. ૫ છતી.

## અથ શ્રી શીતલનાથ સ્વામી સ્તવન.

### સ્વાર્થહત સ્વાર્થ તું તો સાધવામાં ઠીક છે. એ રાહ.

સેવો સ્વામી શીતલજીનને, જેહ પ્રભુ અરીહંત છે એ ટેક. તીર્થ પતી દશમા તીર્થંકર, ભાવ ધરીને હું તુઝ પ્રણમું. રાગાદી અરી જીત્યા તેહથી, તું શીવનારી કંથ છે. સે. ૧ પીતા દ્રઢરથરાય

પ્રભુના, ભદ્દીલપુરમાં જનમ્યા જીનજી; નંદા રાણી માતા જીનની; શ્રી વત્સલંછન શાંત છે. સે. ૨ ભવદવ માંહે શીતલ જીનની, વાણી રસકાદંબની વરસે હરખે ભવી મન ચાતુક જે જન સમકીત વંત છે. સે. ૩ તુઝ વચનામૃત પાન કર્યાથી, આશા થાય અક્ષય સુખની, સેવ્યાથી દુઃખ જાય અનાદી. તે જગમાં શ્રીમંત છે. સે. તું કરૂણા કર દીન દયા કર ગ્નાતા તીન ભુવનનો તુંહી, રાજેંદ્રને તુઝ દરીશણ વાલું, જેથી સુખ અનંત છે. સં. ૫ ઇતી.

# अथ श्री श्रेयांश जीन स्तवन.

## છબીલો છોડનારી નથી. એ રાહ.

પ્રભુ ઇગ્યારમા નમું શ્રી શ્રેયાંશ, જીનજી જગ ઉપગારીરે; તુંઝ વાણી જાણું સદૈવ સત્યાંસ. જી. પ્રભુ જન્મ છે નયર સિંહ પુર. જી, પ્રભુ પીતા રાય વીશ્નુ મહા સુર. જી. ૧ પ્રભુ માત રાણી વિશ્ના શુભ શિલ. જી. લંછન ખડંગી હેમ વાન ડીલ, જી. પ્રભુ કુલ ઉતમ મહી વીખ્યાત. જી. વલી ધન્ય તે ઉપજ્યા પ્રભુ ગ્નાત. જી. ૨ શ્રેયકારી જગમાં છે તુઝ નામ. જી. વલી મોક્ષ દાયક છે તુઝ ગ્નાન. જી. તુઝ દરશણથી થાય દુઃખ હાણ. જી. તુઝ સેવા સહુ સુખની છે ખાણ. જી. ૩ તુઝ ભજનથી ભાગે ભવ ભીત. જી. દુખ પામે નહી જેહને તું ચીત્ત. જી. ધન્ય દીવસ ઘડી ધન્ય તેહ. જી. તુઝ ગુણ કીર્તન થાય આ દેહ. જી. ૪ મુઝ મન મંદિરમાં જીનરાજ. જી. આવો કરૂણા કરી મહારાજ. જી. તમે તત્વ વીમલ સોમ સુરેંદ્ર. જી. કૃપા કરી દાસ ઉધરો રાજેંદ્ર. જી. ઇતી.

---

# अथ श्री वासुपुज्य स्वामी स्तवन.

## અરજી સાંભળોને સરકાર. એ રાહ.

પ્રભુજી વાસુપુજ્ય જીનરાજ, સારો તુમ સેવકનાં કાજ. એ ટેક. જન્મ પવીત્ર કરી નયરી, ચંપા વસુપુજ્ય પીતારાય; મહીષ લંછન છે દીપતી દેહે, જયા રાણી પ્રભુ માય. પ્ર. ૧ ઘનમંડળ વરસે સહુ ભુમી ન ગણે ઠામ કુઠામ. સરોવર જળ સહુને સંતોષે, કોઇથી ન લેતાં દામ. પ્ર. ૨ એ પીણ ઓપમ ન ઘટે તુમને, ગુણી અવગુણી છે તેહ, સર્વ ગુણી તુ સમરસ દાતા તુજ સેવે ન રે જેહ. પ્ર. ૩ સુરા સુર ઇંદ્ર કરે તુજ સેવા, નીર ઇચ્છક પદ કાજ અન્ય દેવ સહુ ઇછા ધારી, તેસુ આપે શીવ રાજ. પ્ર. ૪ તપ કીયાથી શીયળ અમે છુ તુજ ગુણ ભકતી આધાર. તેહ ભરસો રાજેંદ્ર સ્વામી ભવ દુ:ખ પાર ઉતાર. પ્ર. ૫ ઇતી.

# अथ श्री वीमल जीन स्तवन.

## આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી એ રાહ.

શ્રી નાથ વીમલ જીન વીમલતા તાહરીરે, જોઈ વીમલતા તાહરી, મેં નાંમંલતા તાહરી. શ્રી નાથ વી. એ ટેક. જીહાં નહી પુદગ લખેલ. ભાવ અસુચી ભરી. પ્રકાશ જ્યોતી અનંત તીહાં, અવગાહન ધરીરે તીહાં. અવ. શ્રી નાથ. એક અનેક ભેદ નહી, અભેદ રૂપે કરી સ્વપર વહેંચણ વીણ પામી લોકા લોકેશ્વરી. પા. લાં. શ્રી. ૨ સાહેબ સમર્થ નહી નહી છે પીણ ખરી, ભાવ અનંતુ

કેહાવી જઈ બેઠા; હાય સું હરીરે. વી. ૩ શ્રી જોઈ રૂપા જગં ભાવ દેખો દાવ મોહ અરી, જ્ઞાન સાન સંજ્ઞા બંડે, બીરૂદ દાખવો જરીરે. વી. ૪ શ્રી કૃત વર્મરાય સ્યામ સુત, જન્મ કપીલ પુરી; શુકર લંછન રાજેંદ્ર સેવક ધ્યો ઉધરીરે. વી. ૫ શ્રી ઇતી. ૧૩

# अथ श्री अनंतनाथ जीन स्तवन.

## ગરબાની ચાલ.

### સઈવર સુખકર સંસાર શિયલ ભુષણ સજીએ. એ રાહ

પ્રભુ અનંતનાથ આધાર, જીન અરીહા ભજીએ; જોતાં એ સમ નહી સંસાર, તેને કેમ તજીએ. એ ટેક. જન્મ અજોધ્યા નયરી પ્રભુનો પીતા શીવસેન રાયરે; સુજશા રાણી માત મહાસતી, સિંચાણ લંછન કાય જી. ૧ જગ જીપકને એ જીન જીત્યા, જગ ભક્ષકના ભક્ષીરે; જગ તારણ તેથી નીર્યામક, એહની ગતી અલક્ષી જી. ૨ ચહી હરી પ્રતી હરીબલ દેવા, અશુદ સુરંદ્રના વર્ગરે તસબલ થી બળજીનનું અનંતુ, નર પાતાલને સ્વર્ગ. જી. ૩ આદી નહી જે અરી ગણ મેટું, મોહાદી મહાસુરરે; એકલમલનોજ આત્મ સત્તા થી હણી કર્યું ચકચુર. જી. ૪ ચઉમુખ આલયે ચ્યાર પ્રકારે, ચઉ મુખ વાણી પ્રકાશીરે, ભાખી ચઉ ગતી જીવને હેતે, ચઉ અંનુયોગ વીલાશી. જી. ૫ વીણ કારણ પ્રભુ છો ઉપગારી, શીવ નારીના કંતરે, દ્રવ્ય ભાવથી રાજેંદ્ર ભાવે, પામવા પદ અરીહંત. જી. ૬ ઇતી.

---

# अथ श्री धर्मनाथ स्वामी स्तवन.

### પરણી નવસા કોસંબીએ પધારીઆ એ રાહ.

પ્રણમુ પનરમા જીન પ્રેમથી જેના નામે અજ્ઞાન દશા વામે, જીણુંદને ધ્યાવો ધર્મ જીનેશ્વર ધ્યાનથી. એ ટેક. ધન્ય રતનપુરમાં પ્રભુ જનમીઆ, જીન પુજા સુરેદ્રે કર્મ ધુજયા. જી. ધ્યા. ૧ રાય ભાનુ માત પીતા સુવૃતા, કર્મ ચુરે લંછન વજ્રસુંરે. જી. ગર્ભી આવ્યાથી ધર્મ તત્પર થયાં, પીતુ એથી છે ધર્મ નામ તેથી. જી. ૨ ધ્યા. જગતદે ધર્મ સહુ જુજુઆ, મીથ્યા જ્ઞાંની આત્મ સુન્ય માની. જી. તેહ પામે પરમારથ કેણીપરે સુક પાઠી રૂદય મીથ્યા ભાઠી. જી. ધ્યા. ૩ મહામોહ ઉદય અગ્ની આકરો, શાંત થાવે જો, તુજ ગુણ ભાવે જી. તુઝ સમ રશ સિંધુ સેવન થકી, પામે અંસતો છેદે મોહ વંશ. જી. ૪ ધ્યા. જીમ હીમ જલ્યા મુલથો તરૂ. નવી થાયે પલવકો ઉપાએજી, તુઝ ભકિત રાજેંદ્ર એક આશરો, શિવ સુખ ચાખવાની મુઝ ભુખ. જી. ૫ ધ્યા. ઇતી. ૫૫

# अथ श्री शांती जीन स्तवन.

### આમ રગું કરે છે અલી. એ રાહ.

પ્રણુમું શ્રી શાંતી તારી, મુર્તી ત્રીજગવર પ્રણમુ. એ ટેક. ધરધર કર મુઝ તું કરુણા કર, ભવ દુઃખ સાયર પતીત ઉધર ધર કરણ અપુરવ ઉપસમ, ધરધર નીજ મીલાપ મુઝ કર કર. પ્રણમું. ૧ કર્મ જવર હર સુખકર ધન વંતર, નરભવ દુર્લભ તું સુખ સાગર સમ સુધારસથી મુઝ ગદહર, શીવ સુખ શાંતી તું શાંતી કરકર,

પ્રણમું. ૨ મહા સમીર તુંહી અઘરજ હર, કુમતપુથ મહી વીદારણસર મોહ અરી સંકટ ભય ભેદકર, હરણ લંછન મુઝ સુખ કરકર, પ્રણમું. ૩ વિશ્વશેન અચીરા માત કુંમર, પૂજીત ઇંદ્ર ચંદ્ર નર અમર, ખગપતી ભુપતી મહા જોગીંદ્ર. ચરણ કમલ તુઝ નમત, રાજેંદ્ર પ્રણમું. ૪ ઈતો. ૧૫

## अथ श्री कुंथुनाथ जीन स्तवन.

### ગજલ.

લાજ છોડી છે તેં છકેલ છેલ છોકરા. એ રાહ.

હાથ જોડી વીનવું શ્રી કુંથુંનાથને. છોડાવો અરી મોહ પાશ, ઝાલી મુઝ હાથને. હાથ જોડી. એ ટેક. ધર્મ ચક્રી જગ ચક્રી વીશ્વમાં વળી, બાહ્ય અભ્યંતર રીપુ જયકારક મહાબલી હાથ. ૧ પીતા રાય સુરમાતા, શ્રી રાણી સતી, હસ્તીનાપુર જન્મ દેહી, હેંમ સમ દીપતી લંછન બીરાજે છાગ, માનું ન્યાયથી તુઝ નમે પ્રગપતિ ઇશ. કેઇ સ્વકાયથી. હાથ. ૨ શત્રુ મીત્ર એક ભાવ આણીએ કરી, જગ વરતાવ્યું જ્ઞાન, મહી મંડલમાં ફરી, ષટ દર્શન એ અંગ તુઝ, ન યાહો પક્ષમાં ભેદ ભેદ ગુંણ આત્મ રૂપે જોતાં લક્ષમાં. હાથ. બાહ્યથી ખટખંડ ભોગી, અંતર તત્વના ષટ દ્રવ્ય પ્રકાશી, વીલાશી ચઉદ લોકના, કારણ રૂપ કાર્યનું, છે ધ્યાન તાહરૂં; જોતાં નહી જગ બીજે મન મોહ્યું માહરૂં. હાથ. ૪ ગજ પદમાં સહુ પદ સરીતા સાયરે તીમ જ્ઞાનાદી ગુંણ સહુ સુધા, સમતા હરે, બિંદુ એક અમૃતથી, મૃત ચેતન કરે, રાજેંદ્ર તુઝ સરણથી ભવમાં કયમ ફરે. ૫ ઇતી.

# अथ श्री अरनाथ जीन स्तवन.

## રાગ મારૂ. અરે આરડી સું અકળાયરે. એ રાહ.

કરજોડી કરૂં અરદાશરે, પ્રભુ અરનાથજી મહારાજ; તુમે કીધો શીવપુર વાશરે. પ્રભુ. એ ટેક. ગજપૂર નયરેં જન્મ પ્રભુનો પીતા સુદર્શન રાય; દેવી રાણી માતા જીનની, ચીન્હ નંદાવર્ત પાયરે. પ્રભુ. ૧ નરકની ગોદ નામે દુઃખ દેખ્યાં, પશુ પણ કેઈ વાર નર અમર ભાવનાં સુખ પામ્યો, જન્મ મરણ અવતારરે. પ્રભુ, ૨ આશ્રવ પાંચ આધીન રહીને. સું સું ન કીધું કામ; મા આગળ સું મોસાળ વખાણું, અહો જીન ગુણનાં ધામ. પ્રભુ. ૩ પારસથી લોહ કંચન થાયે, પીણ નહી પારસ હોય; તું તો નીજ સમ પરને કરવા સમરથ બીજો ન કોઈરે. પ્રભુ. ૪ મુજ જ્ઞાનાદી ગુણની ગુપ્તી, જપ્તી કરી મોહરાય; સમ સંતોષાદી સુભટ સહા જે અપાવતું જીન રાયરે. પ્રભુ. ૫ તે શકતી તુઝ વીણ નહી બીજે, નર સુરા સુર ઇંદ્ર; આશ ધરી તત્ર વીમલ સૂરી સુત નમત સોમ રાજેંદ્રરે. પ્રભૂ. ૬ ઇતી. ૧૮

# अथ श्री मलीजीन स्तवन.

## રાગ જંગલો ઝંઝોટી ઘડપણમાં મને. એ રાહ.

હું બલીહારી તારી નાથ મલ્લી પ્રભુ તણીરે. એ ટેક, મીથીલા નયરીરે, જીહાં નહી વયરીરે; જન્મ્યા કુંભ રાય તાત રાણી પ્રભાવતી માત, કુંભ લંછન દેહી સોહે, નીલ વરણીરે. હું. ૧ જન્મથી વયરાગીરે, આત્મ લય લાગીરે; માત તાત સ્નેહ વશ

નીજ ગેહ ઉપગાર, તેહ તારણ પટ રાય ભણીરે. હું ૨. તુઝ આણા ધારીરે, તસ ઉપગારીરે; તુઝને જેહ આરાધે, તે નીજ કારજ સાધે; સુખ અવ્યા બાધે પામે દોલત ઘણીરે. ૩ મનવચ કાયેરે, જે તુઝ ધ્યાયેરે; કર્મ કઠીણ તે બાલે, નીજ સ્વરૂપ નીહાલે; દુરમતી ટાળે, ઉખેડી મૂલથી ખણીરે. હું. ૪ તુઝ ગુણ રાતારે, તેહને સુખ સાતારે; તે વરે શીવ નારી, જે છે સહુને પ્યારી; આપો હીતકારી, નીજ દાસ રાજેંદ્રને ગણીરે.

# अथ श्री मुनी सुव्रत जीन स्तवन.

## દુખી'તું દીકરી મારી. એ રાહ.

શ્રી મુની સુવ્રત તારી, ભકિત ભવભય નીવારી. એ ટેક. રાજ ગૃહી નયરે પ્રભુ જન્મ્યા, પીતા રાય સુમીત્ર; પદ્મારાણી માતા કછપ લંછન અંગ પવીત્ર, તુઝ મુર્તી મનોહારી, નયના નંદ અવીકારી. શ્રી. ૧ સંસારમાં સુખ માન્યું મેતો, વીષય વાસના સંગે મહા દુઃખ દેસે, એ પરી પાકે એમ ચેત્યો નહી અંગે; સહ્યાં દુઃખ બહુ ભારી, નરકની ગોદ તણાં જારી. શ્રી. ૨ ધુંણાક્ષરને ન્યાયેં ભમતા, નર ભવે પ્રભુ પામી; ખોયું ચિંતામણી ગમારે, તીમ મેં તું ગુણ ધામી, આરાધ્યો નહી ધારી, થસે હવે સું દશા મ્હારી. શ્રી. ૩ અતી આરંભ અબંભ અનૃત્યે, અનાચાર અતી સેવી, વેશ ધરી આ જીવીકા અર્થે, અવર કથા સું કહેવી, તુઝ આગળ ઉપકારી; ભવ ભય બીત ન વીચારી. શ્રી. ૪ મુઝ સમ ગુરૂ કરમાને તારો, તાહરે અધીક ન કાંઇ વાહણથી તરે પાહણ

મોટા; પીણુ નીર્યામક વડાઇ, તું પોત વાહક ઉદારી ઉતારો, પ્રભૂ ખાડી ખારી. શ્રી. ૫ દાવાનળ સું નહી ઓલવાયે, જ્યાં કાદંબીની વરસે; તીમ તુઝ ઉપ સમરશનીરે, સું કર્મા ગ્રી ન ઠરસે, રાજેંદ્રને ભરૂંસે ભારી, વરવા સીવ વહુ નારી, શ્રી. ૬ ઇતી.

# अथ श्री नमीनाथ स्तवन.

## કલ્યાણની ઠુમરી.

## તમારો વહુજી ભરૂંસો છે. એ રાહ.

શ્રી નાથ નમી સ્વામી મ્હારો છે. એ ટેક. જન્મભુમિ પ્રભુ ોથીલા નયરી રાય વીજય પીતા સુર, શ્રી. કમલ લંછન માતા પ્રા રાણી, સોવન સમ દેહ નુર. શ્રી. ૧ બાઝય અરી રહી ગર્ભ જીત્યા, માત દર્શને મહા કુર. શ્રી. જન્મ ધરી જીન જગનો ત્ર મોહ રાય કર્યો દુર. શ્રી. ૨ ઉપગારી તીન લોક નમ્યાથી, નમી નામ હજુર. શ્રી. જેહ નમે તુઝ તેહ વમે દુઃખ સમે ાર મમૂર. શ્રી. ૩ ભાવ મહી સુધ આતમ આરોહે, પ્રેમ પ્રભુ પુર. શ્રી. નીજ ગુંણ સમરસ જોગે ઉગેં સમકીત વૃક્ષ અંકુર. ૪ આતમ રીધી સુખ ફલને પામે કર્મ કરે ચકચૂર. તે વીણુ જપ કાય કલેશથી ઉગે ન બીજ વીણુ ખુર. શ્રી. ૫ એ તુઝ ગા છે નહી બીજે, જોયા ફરી સુરાસુર; આશ ધરી મોટી રા આ ચ્યો, સેવામાં રાખો મજુર. શ્રી. ૬ ઇતી.

# अथ श्री नेमी जीन स्तवन.

## નાથ કેશો ગજકો બધ છોડાવ્યો. એ રાહ.

નેમ મુઝ પ્રાણ ... મ નામ ધરાવી, ગયા છોડી સરમ નહી આ

વી. નેમ. એ ટેક. તાત સમુદ્રવીજય શીવાદેવી માતા સોરીપુર ચાવી, શંખલંછન મુઝ ત્યાગી, કુંમારી જાદવ કુલ લજાવી. ૧ નેમ. તીન જ્ઞાન ધારી થઇ પતી ભુલ્યા ફર્યા તોરણ સું આવી, પશુ દયા કરી કહે સંતો મુઝ, ચાલ્યા કયેમં રોવડાવી. નેમ. ૨ પ્રીત હતી ભવ આઠની પ્રીતમ ભવ નવમે ન નભાવી તું વીત રાગની રાગ છે પીયુહુ, છોડું ન લાજ ગમાવી. નેમ. ૩ એમ કહેતી સતી નીજ મસ્તક સ્વામીનો હાથ મુકાવી, અંતર આત્મીક ધ્યાનને યાંગે મોહને મુકયો ભમાવી. નેમ. ૪ સમરશ સુખ અનંત છે તેહવું પીઉ મંદીર દખાવી, સ્થિર થઇ કુલ ભાવ સ્વપુરમાં ધન્ય તે પ્રીત બચાવી. નેમ. ૫ અવીહડ પ્રીતિ દંપતી અવીચલ શીવપુર માંહે સધાવી, રાગ વીના જીમ રાજુલ તારી; વળી બ્રમચારી કહા વી. નેમ. ૬ ભાવ સુધજીન નેમી તુઝ ગુંણ; આતમ અનુભવ લવી, રાજેંદ્ર ધ્યાન ધરે તસ તનમાં, કર્મ સકે નહી ફાવી. નેમ. ૭ ઇતી.

# अथ श्री पार्श्वजीन स्तवन.

## રાગ ભૈરવી.

### જા ઠગારી તારીરે એ રાહ.

શ્રી પાર્શ્વનાથ સ્વામીરે પ્રભુ અવધારોરે. પ્રભુ. એ ટેક. અશ્વ સેન પીતા વામા રાણી માતા વાણારશી ધામીરે. પ્રભુ. લંછન છે અહી સેવે સદા મહી, થઇ ગુણ ગામીરે. પ્રભૂ શ્રી. ૧ કમઠ અ સુરે તુઝ નાસાપૂરેં જલથી હરામીરે. પ્રભુ ઉપસર્ગે અરી સમકીત શ્રી વરી, નમ્યો વેર ખામીરે. પ્રભુ. ૨ તુમેં પુર્વે ઉગાર્યાં તે નાગેંદ્ર ની વાર્યાં. ધરી ભક્તિ હામીરે. પ્રભુ. ૩ તૂજ બે સરીખા પ્રેમ ન હર્ષાં,

એ અન્ય ન હામીરે, રૂખ દુઃખ વીત્યા રાગ રોષ જીત્યા તે અંત ર જામીરે. પ્રભુ કરૂણા કરતું મૂઝ ઉધરતું જગ વીશરામીરે. ૪ પ્ર. સમરસ સિંધુંથી દો એક બિંદુ, અવસર પામીરે. પ્ર. તુમ સેવા કારી પદ્મ માત મારી, નાખે દુઃખ વામીરે. પ્ર. ૫ સંકટને ટાળે સેવક નીહાલે, જપે જે મન જામીરે. પ્ર. તાર્યો ધરણેદ્ર તીમ દાસ રાજેદ્ર જાચે શીવ કામીરે. પ્ર. ૬ ઇતી ૨૩

# अथ श्री महावीर जीन स्तवन.

સ્વારથીઓ સંસાર અરે આ સ્વારથીઓ સંસાર. એ રાહ.

તુઝ મોટો ઉપકાર વીર પ્રભુ તુઝ મોટો, જ્ઞાન નંદન અવ ધાર વીર. એ ટેક. નયર ક્ષત્રી કુંડ રાજ રાજેશ્વર સિધારથ દરબાર પટરાણી માત, ત્રીશલા જાયો શક્ર પુજીત સુત સાર. વી. ૧ વર્ધમા ન સંપતી વધવાથી, નામ યથાયોગ્ય ધાર; સિંહ લંછન સાત હાથની કાયા રૂપે મોહ્યા નરનાર. વી. ૨ બાલ કુડાબલથી હર્યો સુર નામ મહાવીર ધાર, પીતૃ ભક્તિયે વ્યાકરણ નીશાલેં, જીનેંદ્ર સંસય વાર. વી. ૩ માત ગર્ભેં કીધો જે અભીગ્રહ, પુરણેં ચિત્ત ઉદાર; દાન સંવત્સરે દાલીદ્ર કાઢયું, જે વીધને વીપત્તી કાર. વી. ૪ અંતર શત્રુ હણવા ઉમેદે, ત્યક્ત રાજ્ય પરીવાર; સ્વયમેવ ગ્રહી સંયમ સજ્જે, અષ્ટ કર્મ કરી માર, વીર. ૫ ચંડ કોશીક ગોપાલ ગોશાલો, સંગમા આદી અમાર; ખમ્યા તીરીનર સુર ઉપસર્ગા, હઠયા નહી કોઇવાર. વી. ૬ શ્રેષ્ટી જીરણ ચંદનબાલાદીક, ભક્તિએ કીધાં ઉધાર; બાર વરસ મેવાસથી મેલ્યું, કેવલ નાણ વીસ્તાર. વી. ૭ સર્વજ્ઞ પદ

પ્રગટાવી એકાદશ, ગણધર ગૌતમાદી ગણધાર; લોકાલોક પ્રકાશ વીલાશી, તાર્યા કેઇ અણગાર. વી. ૮ નિંદક પુજક સમ પરીણામે, બહુ ઊતાર્યા પાર વરસ બહોતેર આયુપર્યાએ, થયા શીવ ભરતાર. વી. ૯ વીર રવી અસ્ત રયણી પ્રગટી, દુશમ કાલ અંધાર; દુર્નય તારા તેજ મંદથી, સુઝે ન તત્વ વીચાર. ૧૦ પંચમ કાલે મહા ઝેર વીષ ઝાલે, વન દહ જીમ જલધાર; બલતા તીમ જન ભવ દવ માંહે, તુઝ શાસન આધાર. વી. ૧૧ ચોવીસ અરીહા નર દેવા, પ્રતિહરી નવ ચક્રી બાર; રામાદી નત્ર સહુ તુઝ વચને, જાણ્યો શ્રુત અધીકાર વી. ૧૨ ચઉ મુખ શ્રુતીધરનું બ્રહ્મા, જગપતિ પાલ મોરાર; મહેશ છે મહા કર્મને હણવા, ત્રિગુણનું શક્તિ અપાર. વી. ૧૩ ચિંદા નંદનું આત્મ સ્વરૂપી, નીરૂપાદી પદધાર; અજર અમર અકલંક અવીચલ, તુઝ ગુણનો નહી પાર. વી. ૧૪ શક્ર ગુરા સુર નહી કોઇ સમર્થ, કહેવા તુઝ આકાર; વર્ણન તુઝ કરવા શું સમર્થ, હું મુર્ખ સીરદાર. વી. ૧૫ તપ ગચ્છ પતી દેવેંદ્ર સુરીશ્વર, તસ પરંપર વ્હાર; લઘુ પોષધ શાલી શાખામાં સુરી તેજે દીનકાર. વી. ૧૬ આણંદ વીમલ સોમ સુરી પાટેં, દેવેંદ્ર દીપે દેદાર તસ પાટેં; તત્વ વીમલ સોમ સુરી સમ ભાવી સરદાર. વી. ૧૭ તે ગુરૂ પદ સેવા ફલથી મેં અજ્ઞાન કીધું છાર, સમરશ તત્વ પદારથ લહીએ, તે ગુરૂનો આભાર. વી. ૧૮ કરી ચોમાસુ પ્રહલાદ પૂર થયો, જવર ઉપદ્રવ્ય પ્રસાર; ગ્રંથીક બીજું પ્લીક એ નામે, વર્ત્યો અકરાકાર. વી. ૧૯ રોગથી અધીકો ત્રાસ અસુરનો, જન છોડી ઘરબાર; નાઠા મરણ લક્ષ કેઇ પ્રાણી પુર દેવાણા દ્વાર. વી. ૨૦ તે દુઃખ સાગરમા અમે નીકળી, ગામ જુતેડી મઝાર, ગયા ત્યાં સંઘ ધર્મ

વીવેકી, ચાલે શ્રુત અનુસાર. વી. ૨૧ તસ આશ્રયે સુખ કાલવ્યતી તે જીન ભકિત મનોહાર; રૂપે રચના કીધી સંગીતે, સ્તવનાદી સ્તુતી સાર. વી. ૨૨ વેદ બાણ નીધી વીધુ સંવચ્છર ફાલ્ગુન શુકલ શ્રીકારઃ પુરણ થઇ ગામ માલણ માંહે, ત્રયોદશી રવીવાર. વી. ૨૩ ધાંણ ધાર આદી બહુ દેશાધિપ, ધર્મ દયાપર પ્યાર, સેર મહમદખાંન રાય પટરાણી, હમીર બાઈ સનીસાર. વી. ૨૪ જશ કીર્તિ દહું દિશ જીમ મૃગમદ ન્યાય સુવાસ અપાર. તસ રાજ્યે રચનાં ટળ્યું સંકટઇ એમનો ઉપકાર. વી. ૨૫ ભાવે ભણસે થુણસે જીન ગુણ તે દુકૃત કરસે ઠાર, કરસે સુકૃત સમરસ ભાવી, નીજ આતમ ઉધાર. વી. ૨૬ સુગતી નર સુર પદને ભોગી, અનુક્રમ શિવ આગાર; રાજેંદ્ર સોમ એ વીર વચન રશ, મંગલ સુખ દાતાર. ૨૭ ઇતી શ્રી. ૨૩ શ્રી તીર્થંકરોની સ્તુતી ૩૫ સ્તવન. સમાપ્તમીદં. ।।

## अथ श्री चंदनबाळानी सज्झाय प्रारंभ.

### નગીનારે નેક નજર કરી આજ. એ રાહ.

ઉધારોરે તુમ ચરણાની હું દાસ. ટેક. તુજ દીઠે મુજ સૌ દુઃખ નાઠું, ગયુ પાતીક પીણ નાસ. હવેતી ઉઠી ઉભી થઇ બાળા, રોમ રાઇ થયા વીકાસ. ઉ. ૧ નીરખી જગ ગુરૂ પાછા ફરીયા, બોલી થઇને ઉદાશ. હું નીરભાગેણને ઘેરે આવી સ્વામી. જાઓ કેમ દેઇ ત્રાસ. ઉ. ૨ ચંપા ભાગી હાથ હું લાગી. માત સહીત આવાસ. દધીવાહન નૃપની હું બેટી, કરમે કરી થઇ દાસ. ઉ. ૩ સુભટે વેચી લીધી ધનાવે, રાખી પુત્રી કરી પાસ. જોબન પામી

સજની સંકાચે, થઇ મુળા માત વીખાસ. ઉ. ૪ મસ્તક મુંડી નીગંડ જડીને, ઓરડે નાંખી ઉલ્લાસ. દુખ નથી બાકી સ્વામી અજાણ્યું તીન થયા ઉપવાસ. ઉ. ૫ એમ વીલપતી વસુમતી પુત્રી નયણે રોતી નીરાસ. પુરણ પ્રતીજ્ઞા નીરખી દયાળે દેશે હણુ ખટ માસ. ૬ બાકુળ વહોર્યા વીરજીનંદે, થયા પંચ દીવ્યં આકાશ. આત્રી મરતક વેણી કર કંકણુ, પગને ઉર ઉજાશ. ઉ. ૭ જગ દુખ વારક પડી લાભ્યાથી સફળ ફળી મુજ આશ, મારે આંગણુ સુરતરૂ ફળીઓ, કામધેનુ કર્યો વાસ. ઉ. ૮ ધન્ય વદે સહુ લોક નગરમાં, અહો અહો પુન્ય વીલાસ. બાળકુમારી આ ચંદનબાળા, જન્મથી ધર્મ અભ્યાંસ. ઉ. ૯ વૈરાગ્ય પામી સંસાર વામી. સંજમ લીધું ઉલ્લાસ. આત્મ અભ્યાસી નિર્મળ પામી કેવળ જ્ઞાન પ્રકાશ. ઉ. ૧૦ દ્વારીકા સમ નીજ ધામ, સુદામે કર્યું કોદરથી હરી પાસ. બાકુળથી તીમ સીવ સુખ લીધું, રાજેંદ્ર નમે સીવ આશ. ઉ, ૧૧ ઇતી સમાપ્ત.

# अथश्री नव पदजीनी गुहळी.

સજની ગોતમ ગુરૂ ઉદયાંન કે, દેસના દે રસાંરે લોલ. સાથે પંચ સયાં મુનીરાજ કે, ભવી મન ગમાંરે લો. ૧ સ. ભાખ્યો નવ પદ મહીમા તેથી શ્રીપાળે સુખ લહાંરે લો. સ. પુછ્યું શ્રેણીક નૃપ કુણુ તેહકે, આપ મુખે કહ્યારે લો. સજની ઇંદ્ર ભૂતી તવ રાયા ઉદેસી કે, વીસ્તરે કહી કથારે લો. સ. સુણતાં હર્ષ હઇયે ન સમાય કે, નાઠી દુઃખ વ્યથારે લો. ૩ સજની જેમાં નવ પદ સળી સીધ ચક્ર કે જંત્ર સહુને શીરેરે લો. સજની મંત્રમાં મોટો પીસ

સાધકને, ધ્યાંતાં મન વસ થીરેરે લો. સજની. ૪ નીસુણી સર્વ સભા જન, ત્યાંહિકે આવી વધામણીરે લો. સજની સમોવસર્યા સ્વામી મહાવીરકે ભુવન ત્રયના ધણીરે લો. સજની. ૫ ઉઠી લોક મળી ત્યાં જાયકે, હું પર્ચું હેસંશ ઘણીરે લો. સજની ત્રીગડે બેશી ચોમુખ વાણીએ કહે ભવી હીત ભણીરે લો. સજની. ૬ ભવીયાં આરાધો સીધચક્રકે નવ પદ આત્મારે લોલ સજની અંતર રીધી આત્મ માંહે કે કહે પરમાત્મારે લો. સજની. ૭ અરીહંતાદીક ભકિત નીમીત કે, કારણ કાર્યમાંરે લો. સજની ગ્નાનાદીક ઉપાદાંન હેતુ કે, ભત્ર અસાર્યમાંરે લો. ૮ સજની વાણી સુણી અપુર્વ મેં આજ કે, રોમ રાય ઉલસેરે લો. સજની અજીયે ન માય મુજ આણંદ કે, અંતર વીકસેરે લો. સજની. ૯ સજની ગુરૂ નહિ સેવ્યા જેણ કે, નહિ જીન વાણી સુણીરે લો. સજની જેણે આરાધ્યો નહી ધર્મકે, તે જગમાં અવગુણીરે લો. ૧૦ સજની એમ જાણી સેવો ગુરૂ પાયકે, ગ્નાની ગુણ ભર્યારે લો. સજની રાજેંદ્ર તત્વ વીમળ, સુરી સેવીને શીવ પદ કેઇ વર્યારે લો. સજની. ઇતી.

## अथ श्री खंबु स्वामीनी गुहळी. प्रारंभ.

### આજ આણંદ આપણે ઘેરરે. એ રાહ.

બેની સોહમ ગણધર આવ્યારે, લોક નગરની વાંદવા ધ્યાવ્યા રે; તેથી તેડવા આવીછું તુમનેરે, ઝટ ચાલો વિલંબ થાય અમનેરે. ૧ એમ કહેતી સહીયર સાથે ચાલીરે, જેને ગુરૂ ભકિત ઘણી વાહલીરે; ગુરૂ આગળ સ્વસ્તીક પુરીરે. ચોખે ભળી ભળી વધાવ્યા સુરીરે. ૨ જોતી ગુરૂ મુખ સ્થાનકે બેસીરે, સુણે વાણી ગુરૂ ઉપ

દેસીરે, એ હવે જંબુ કુમર વય બાળરે, ઉઠી ઉભા થયા તતકાળ રે. ૩ નવી પરણીત છે વહુ આઠરે, સહુના માત પીતા ઘણે ઠાઠ રે; વળી પ્રભવાદીક પિણુ ચોરરે, માનુ મોહરાયથી કર્યો સોરરે. ૪ એમ પાંચસેંને સત્યાવીસરે, રીપું અંતરથી કરી રીસરે; આવ્યા સરણ તુમારે સ્વામીરે, કહે જંબુ કુમર સીરનામીરે. ૫ તાર તાર પ્રભુ અમ તારરે, ભવ સંધુથી પાર ઉતારરે; તું નીયમિક કર સાહીરે, જાણી લાજ અજાણાની બાંહીરે. ૬ એમ જંબુ કુમર ગુરૂ પુણીરે, શીવ સુખ વસ્તુ તણી ખુણીરે. એહવી કુટુંબ સાથે પ્રવ જ્યારે, લીધી કાપવા કર્મ જે અરજાયારે. ૭ મહી મંડળ વીચરે અનેકરે, તારે વિંદ્ર ભવીના વીવેકરે, બેની જુઓ ફરી ફરી ધરણીરે, નહિ દેખી જંબુ સમ કરણીરે ૮ રાતિ બાળ કન્યા આઠ પરણીરે, પ્રાત સંજમ લીધું સહ ઘરણીરે, એવું કદી ન સાંભળ્યું દીઠુંરે, તેથી નામ જંબુ લાગે મીઠુંરે. ૯ ચોથા આરાના અંતમાં, એ હવોરે પડતા કાળમાં એ જીમ મેવોરે; એતો કેવળી સીવ એ છેલ્લોરે નીજ કાજ કારક જમ પહેલોરે. ૧૦ એમ કહેતી ગુરૂ ગુણ ગાતીરે, સખી આપ સ્વભાવમાં માતીરે; તેમ ગાવો સાધર્મ ણી વર્ગરે, કહે રાજેંદ્ર લહો અપવર્ગરે. ૧૧ ઇતી સમાપ્ત.

## ॥ अथ श्री गणधरजीनी गुहळी. प्रारंभ.

### સાંભળજો મુની સંજમ રાગે રાહ.

સખી મઇતી હુંતો મહસેન વનમાં જીહાં સમોવસર્યા મહા વીરરે, સક સુરાસુર ચઉસઠ મળીઆ, વાગે દુદુંભી નાદ ગંભીરરે. સખી. ૧ યજ્ઞ કરંતા બાહમણ આવ્યા, ઇંદ્ર ભુતી તીહાં મુખ્યરે,

એકાદસ મહાં વીધ્યા અમરખે વાદ કરવાને ખુન્નુખ્ખરે. સખી. ૨ ત્રણ ગડ રચના રયણાદી દેખી મુખ્ખ પગથીએ થંભીરે, વીચારે એમ રૂદ્ર નારાયણ ધાતા નહી નહી દંભીરે. સખી. ૩ રવી સસી સક કહું પણ ભોગી, આતો જોગી અરીહંતરે, દીસે એકાકી સુરનર સેવીત ચોત્રીસમો ભગવંતરે. સખી. ૪ એમ ધ્યાનો તે ગૌતમ ગોત્રી ઇંદ્ર ભુતીને બોલાવ્યોરે, નામ ગોત્ર સહીત પ્રભુવીરે આવો ઇહાં સુખી કાવ્યોરે. સખી. ૫ વળી વિચારે હુ નહી છાનો પિણ મુજ સંસય ભાગેરે, તો હું જાણું એ સર્વજ્ઞ સાચો, રાચુ ચીતને રાગેરે. સખી. ૬ એટલે વેદ ધ્વનીથી સ્વામી ભાખે જીવાદી સ્વરૂપરે વીજ્ઞાન ઘન પદ અર્થ અગમ્યથી ખુપો મીથ્યા અંધ કુપરે. સખી. ૭ જીનવર પ્રણમી ગૌતમ આદે એકાદશ અનુક્રમેરે, વિવીધ સંસય ટાળી સંજમ લેઇ ત્રીપદી મર્મેરે સખી. ૮ ગણધર થાપના કીધી જગ ગુરૂ કેવળ જ્ઞાન વીલાસેરે, સુત સીધારથ રાજેંદ્રનો પ્રભુ લોકા લોક પ્રકાસેરે. સખી. ૯ ઇતી સમાપ્ત.

## अथ श्री थुळी भद्रजीनी गुहळी प्रारंभ.

### પાંચમે મંગળવાર પ્રભાતે ચાલવુરે લોલ. રાહ.

સજની ગુરૂ ગુણ ભાવે ભજીએ કે તજીએ દુરમતીરે લો. સજની. સુવી હીત સેવા સજીએ કે ધરીયે શુભ મતીરે. લો. સજની. ૧ પાડળીપુર નૃપનંદ મંત્રી સકડાળ છેરે લો. સજની. નારી લાછળ તસ નાત નાગર નવ બાળછેરે લો. ૨ સજની. થુળીભદ્ર સરીયો હોય પુત્ર કે જીમ વીધુ દીનમનીરે લો. સજની. પુત્રીજ આદી સાતકે સતીય સીરોમણીરે લો. ૩ સજની. થુળીભદ્ર કર્મ

સંજોગ કે ભોગ ઉદય કરીરે લો. સજની. સાડી બાર કરોડ કે વાતને વાપરીરે લો. ૪ સજની. બાર વરસ રેહ્યા વાસકે વેશ્યા અવાસમાંરે લો. સજની વીળસ્યા વીવીધ વીળાસકે, ત્રીષયા ઊપાસ માંરે. ૫ સજની. કારણે કારજ હોય કે તીમ-પીતા મરણથીરે લો. સજની. આલો ચી ભવ રૂપ કે યોગ ત્રીકરણથીરે લો. ૬ સજની. વીરમી સુખ સંસારકે, સંજમ આદરીરે લો. સજની. છંડી ત્રીષય કષાય કે ગુરૂ આણા ધરીરે લો. ૭ સજની વેશ્યા ઘર ચોમાસુકે તસ પ્રતીબોધવારે લો. સજની. માનું રહ્યા ચીત્રસાળીએ, નીજ ગુણ સોધવારે લો. સજની. ૮ હાવ ભાવ નૃત્ય નારી તે મુની આ ગળ કરેરે લો. સજની. બુઝી કોસ્યા તામ તેહ, અણુ વ્રત ધરેરે. લો. સજની. ૯ પુરણ થયે ચોમાસ કે ગુરૂપાય શીર ધરેરે. લો. સજની. ગુરૂ કહે જગ તુહી દુઃકર દુઃકર દુઃકરેરે લો. ૧૦ સજની. પાળી સંજમ સુધકે ચઉદ પુરવ ધરેરે લો. સજની. ચોરાસી ચોવીસી લગ નામ અમર કરેરે. લો. સજની. ૧૧ એહવા મુની ગુણ ગાતાં કર્મ અધ ગદ સમેરે. લો. સજની. પાળે શીયળ અખંડકે તેને સહુ નમેરે લો. સજની. ૧૨ કરે તુઝ તસસુર સાનીધ્ય મળી ઇંદ્ર દેવતારે લો. સજની. બલીહારી નર તેહની વળી રાજેંદ્ર સેવતારે લો. ૧૩ સજની. ઇતી સમાપ્ત.

## अथ श्री श्रावक चउगुणनी गुहळी प्रारंभ.

સખીરે મેતો સાંભળી ગુરૂ વાણી, જેહથી તર્યા કેઇક ભવી પ્રાણી. સખી ટેક. ભદ્રક વીષેસ મતી ડાહી, ન્યાય પ્રતીજ્ઞા નીર વાહી; એ ચઉગુણ જે નરને માંહી. સખી. ૧ શ્રાવક ધર્મને તેહ

પ્રાણી, લાયક ગુણ મણી તેહ ખાણી; પ્રકાસે ગુરૂ તેહને કાં વાણી. સખી. ૨ જીમ શ્રુત સાગર સુરી ભાખ્યો, સીધ ગીરી યાત્રા ફળ દાખ્યો; રાયજી તારી તેહ રસ ચાખ્યો, સખી. ૩ પંચ ખી ચાર અહાર ચોખે, દરસને આતમને પોખે, ગીરી દરસન કીધુ વીણુ ધોખે. ૪ સખી કરી મહા પુન્યને ભવ તરીયા, મોહ રીપુપર કેશરીયા, સુક રાજેંદ્ર ભવમાં શીવ વરીયા. સખી. ૫ ઇતી સમાપ્ત.

## ॥ अथ श्री राजेमतीनी गुहळी.

સખીરે હુતો જન્મ વેરાગી નેમ શોભાગી સાંભળીરે; પ્રીતીના પાસમાં હું સપડાઇ નવભવ નેહથી, સાંકળીરે સ્વામીરે, મારા નેમ નીરમોહી વીણુ અપરાધે ચાલ્યા તજીરે. ૧ સમુદ્રવીજય સુત સદ ગુણી સાચો. પરણ્યા પહેલાં પરહરીરે, પિણુ હુજો જાદવ કૂળમાં, જન્મી નાથ ન છોડુ તો ખરીરે. સ્વામી. ૨ તીર્થ પતી પત્ની નામ ધરાવી સું સંસારમા વીલસીયેરે, જે પતી પ્રીય પ્રીયાને તે વહાલું વીપરીત અરી મોહ પીસીયેરે. સ્વામી. ૩ એમ કહેતી સતી રાજુલ બાળા ગઢ ગીરનાર સોભાવતારે. સંજમ લેઇ સ્વામીની પાસે જાદવકુળ અજવાળતીરે. સ્વામી. ૪ ધન્ય તે દંપતી અવીહડ પ્રીતી, નેહ નીભવી સુખ વર્યારે, સુરનર રાજેંદ્ર સીયળને ભાવી, ભવ સંધુ ભવી કઇ તર્યારે. સ્વામી. ૫ ઇતી સમાપ્ત.

## अथ श्री सर्व रागमां गवातुं पद प्रारंभ.

ઓહી સમર સમર પ્રભુ પ્યારો. ટેક. નાથ નીરંજન ભવ ભય ભંજન, તીન લોકસે ન્યારો. ઓ. ૧ મીથ્યા મોહ અનાદી રેયણી, પરીહરી આપ વીચારો. ઓ. ૨ આતમ અનુભવ સુર

ઉદ્યોતે, નીરખી નીરખિ ઉજીયારો; ઓ. ૩ વિષય પ્રમાદ વિભાવ મળ ત્યાગી, સુખ સુધી નીયમ સુધારો. ઓ. ૪ સઉચ ક્રીયા સમ ભાવ નીરસે, આતમ અંગ પ્રખારો; ઓ. ૫ મીટ બહીરાતમ પ્રગટહી, અંતર પરમાતમ પ્રભુ પ્યારો; ઓ. રાજેંદ્ર તત્વ વીમળ સુર ધ્યાને પાવો ભવોદધી પારો. ૬ ઇતી સમાપ્ત.

# अथ श्री आंबीलनी सज्झाय प्रारंभ.

## ચોપાઈ.

સમરી સુત દેવી સારદા સરસ વચન વર આપે સદા, આંબીલ તપનો મહીમા ઘણો, ભવીઅણ ભાવ થકી તે સુણો. ૧ વીગય શકળનો જહાં પરિહાર, અશન માંહે પણ ભેદ વીચાર. વિદળ શવે તીલ તુએર વિના, અળશી કોદ્રવ કાંગની મના. ૨ ખડ ધાન પુડક દુકઠ ફળ સર્વ, વરજી જે આંબીલને પર્વ. ઓશામણ પરે જો જળ મિળે, તો આબીલ આંબલ રશ ટળે. ૩ બિલવણ સુંડિ મરીચને સુવા, મેથી સુચળ રામઠ કણા અજમાદિક ભેળા રંધાય. તો આંબીલમાં લેવા થાય. ૪ જીરૂ ભળે તે જેવડી કહી, તે સુઝે પણ જીરૂ નહિ. ગૌમુત્ર વિના અણુહાર, તે સર્વે બીને વ્યવહાર ૫ સાઠ જાતી જે તંદુળ તણી, તે સુઝતી આંબાલમાં ભણી. શેકિલ ધાન અપકાજે દાલી. માંડા ખાખર લેવા ટાળી. ૬ હળદ્ર લવિંગ પિપર, પિપળી હરડે સીંધવ વપણ વળી, ખાદિમ સાદિમ જે કહેવાય, તે આંબીલમાં નવી લેવાય. ૭ ઉતક્રિષ્ટે વિધિ ઉસનજ નીર. જઘન વિધે કંજીનુ નીર. એમ નિર દુઃખણુ આંબિલ કરે,

મુખ ધોયણુ દાતણુ નવી કરે, ૮ જે નિરદૂખણ લિયે આહાર. ઉદનનો તેને વ્યવહાર, આટો લંગટ પાણિ વતું તે પણિ આંબિલમાં સુઝતું. ૯ અસઠ ગિતા રથ અણુ મછરી, જે જે વિધ બોલે તે ખરી. લાભા લાભ વિચારે જેહ. વિધ ગીતારથ કહીયે તેહ ૧૦ આંબિલ તપ ઉત્કૃષ્ટો કહ્યો, વિઘન નિવારણ કારણ કહ્યો. વાચિક કિરતી વિજય ઉવઝાય. ભાખે વિનય વિજે સંઝાય. ઇતી સમાપ્ત.

# અથશ્રી મીથ્યાત્વના ૭૨ બોલની સજ્ઝાય

## દેશી ચોપાઇની.

ભારતી ભગવતી હિડે ધરો, શ્રી ગુરૂ ચરણ કમળ અનુસરી. બહુતરી બોલ એ મીથ્યાતના, સુણજો ભાવે ભવી એક મના. ૧ પરિહરવા શ્રાવકને કહ્યા. આગમથી ગુરૂ મુખે મેં લહ્યા. પ્રમાદિક ને દેહરયે જાયે, ગિત મીથ્યાતીના વળી ગાય, ૨ પુજે વિનાયક લાભ વિષેશ, ધરમ જાણીને પુજે મહેશ. વિવાહયેબયે સારે મહરે. પુત્ર જન્મ વળી છઠી કરે. બીજ તણો વંદે ચંદ્રમા, કુળ દેવ્યા માને રોગમાં. નવ ગ્રહની પુજા જે કરે, નિશ્ચય તે જન ભવોભવ ફરે. ૪ ચૈત્ર આઠમે દેવી પુજણ માહા શુદી છઠે રવી ઝિલણું. ગ્રહણ વેળી દાનજ દિયે, હોળી વાંદો શ્રીફળ લિયે. ૫ દિવા કલ્પે પિતર નિમીત. નાહે સનિ દિને આણિ ચીત. પિતર નિમીતહ તર્પણ કરે, બાદ્ર આઠમની પુજા ધરે. ૬ સાતમે વમેજ નાથ ઉપવાસ, દાન દિયે સંક્રતિ ખાશ. ગૌ વૃષભ પુજે દેવતી, ફાગણ ચૌદશે નિશી જાગતી. ૭ પુત્ર નિમીન વછ દ્વાદશી, સંધરે પુજા મનમાં

વશી. કાજળી બેસે ભાદ્રવ ત્રીજ પુજે, નાગ ફાગણ શુદ બીજ. ૮ ગોરી ત્રીજે પુજે તેતળા, પુત્ર જન્મે હોય સરાવલાં, કરે એકોતર રવી શોમનાં, પુજે પગલાં કુળદેવનાં. ૯ દાન દિયે માહા વદિ સાતમે, નિશ્ચી જાગે આશો ચૈત્રમે. અર્ધજળીદ્દયે પીત્રક નિમીત. પ્રેત બીજ કરે એક ચિત. ૧૦ શ્રાવક જન ગરબે નવિ રમે, ભગત સન્યાસીને નવી નમે. અજા પડવે નિશ્ચળ કરે, અખંડ દસમીનું વ્રતજ ધરે. ૧૧ સરાવલાં મુકે પ્રેતને, નહિ ધન તેરશને દિને. ભીમ એકાદશી કરે ઉપવાસ. વિજય દસમી વળી જોયે વાસ. ૧૨ દવ દાહ પુંન્ય જાણી કરી, માશી છ માસી મનમાં ધરી; કુંડ ચોથે કરે મન રૂળી, અવલોઆ તીથી ખાજે વળી ક્રિસ્નાપિંણું આપે નિજ સુતા, ચૈત્ર માસે ચાચર પુજતા. જમાડે જન કુઆરડાં, પરણાવે રંગે વાંસડાં. ૧૪ મીથ્યાતી સાથે વ્યાપાર. માહા પુનમ વ્રત ધરે અપાર; પુંન્ય નીમિત કરાવે કુઆ, કારણ આવે પુછે ભુઆ. મોકળી મેલે પ્રસભને સિમ, રાખે અનંત ચઉદશીનું નીમ. દ્રીજને દયે અસલેખા જાત, પરલિંગી સાથે સાથે બહુ વાત. ૧૬ લિંબ પીપળી રોપાવે વૃક્ષ, કારણ આવે પુજે જક્ષ; મુકે પીંડહ શુક કાગને, વેગણ મુળા લગે શાકને. ૧૭ રોટી મુકે દેવ નિમિત, દાન દયે દ્રીજને ધર્મ નીમિત; ગુરૂ કરી માને દ્રીજને સાર, ઉપવાસે કરે ફળ આહાર ૧૮ હોમ કરાવે વળી ઈંદ્રજાળ. ભીતરાવણ કરે બાળ ગોપાળ; વ્રત રાખે બુધ આઠમ તણું, મુકે દુઃખે ઉતારણું. ૧૯ સંક્રાતેને દિન સ્નાન. અનજ કરે અનાથ, તવ સેવા મનમાં ધરે બહુતર ગોત્ર તુમો પરિહરો, શ્રાવક નામ ધરાવો ખરો. ૨૦ હવે શું

ણુજો મોટા મીથ્યાત મુકી પરજન કેરી તાત, દેવ દ્રવ્ય અને ગુરૂ દ્રવ્ય ગ્નાન દ્રવ્ય સાધારણ દ્રવ્ય એ ધન વાવરવા ખપ કરે તસ, ધન દેવા લેવા મત કરે. ૨૧ આ ભવે ખાવાને ખરચવા ન હોય, તસ પીવા પહેરવા પરભવે તે પ્રાણી, રડવડે પરમાધામી હાથે ચડે, ૨૨ પ્રાણી નર્ક નિગોદે ભમે, છેદન ભેદન બહુ દુઃખ ખમે, સુગુરૂ વચન નવિ માને જેહ, અનંત દુખ જન પામે તેહ. ૨૩ સુખ વાંછે એહ પરભવે જેહ, એ ધનનો ખપ ન કરે તેહ, શુગુરૂ વચન મન સુધી ધરો તે ઉપરે નીરથગ મન કરો. ૨૪ સાસન શોભય ડાવણહાર, વંદો વિજય પ્રભુ ગણધાર, તપે ગછ ઉગ્યો, ગગન દિણુંદ પ્રણમો વિજય રત્ન સુરંદ. ૨૫ પંડિત જન સંસ દિ સિગુમાર વંદો વિવેક વિજય અણગાર; હીયડે સમરી વિસ્તા વિસ, લક્ષ્મી પદ પ્રણમે નિસ દેસે. ઇતી ૨૬ સમાપ્ત.

# अथ श्री बत्रीस अनंतकायनी सज्झाय प्रारंभ.

શ્રી જીન વરને નાંમી શીશ, બોલિશ અનંતકાય બત્રીશ પહેલી સકળ કંદની જાતિ શરણ વર્જકંદ. દોય ભાંતિ. ૧ નિલી હળદને આદુ ટાળિ આલુ કચુરો હાથે મઝાસ, સતાવરિનો મકરો ભેદ વિર હાળી, સહેસરાનો ભેદ. ૨ લસણને વળી વંશ કરીલજે ખાય તે માણસ ભિલ્લ; ટાળો ગાજર રાતુ દેખ, લુણી લોઢા શાક વિશે ષ. ૩ થોહરિ કુમારિ છાંડો તુરહે, નોમિ ગળો ન ભેદ અલે; ગીરણીને વળી કોમળ પાન ષેગ ખેર સુઆ પાપનું સ્થાન, ૪ આલો મોથને હાથમાં ધાલ, લુણા રૂખ તણી વળી છાલ; ખિલહડાને

અમૃ૧ વેલ મુગા ભુફેડાની બેસ. ૫ કોમળ ફળને કુંળી ફળી, અડ તો સર્વે અંકુરો વળી; વછલા શાકનું પહેલું કાપ, સુરી વાલોળ ખાતાં પા.પ. ૬ શાક વિશેષ પલ્લંકો વળી, નવી ખાવી કુળી આંબલી, અળુ પીડાળુ; દોયે કંદ અનંત કાય ખાય તે મંદ. ૭ એહ અનંત કાય બત્રોસ એહના, દોષ લહે જગદીશ, શોય અગ્રે જે આવે કંદ, તીહાં અનંત જીવ કહે જીણ ચંદ. ૮ જેહ અનંત કાય પરિત્યાગ કરે તે સાધે શીવ માગ. જેહ એહને કદીયે નવી તજે દુરગતિ નારી તેહને ભજે. ૯ રસના રસ વસેં કીધાં પાપ. તેહ તણા બેહાળા સંતાપ, ઉદય આવશે જ્યારે જીવ ત્યારે પાડીશ સબળી રીવ. ૧૦ અનંત કાયના દોષ અનંત સુત્રમાંહે બોલ્યા ભગવંત, જે છાંડે તે શિવ સુખ લહે, રત્ન હર્ષ મુનીવર એમ કહે. ઇતી સમાપ્ત.

## अथ श्री अणाहार वस्तु स्वरुप कथन सझाय प्रां.

### પુન્ય પ્રસંસાએ દેસી.

શ્રી ગુરૂ ચરણ કમળ નમીરે, સમરી સારદ માય, ચઉવીહાર પચખાણમાંરે, કારણ જોગે અહાયરે, ૧ ચતુર વીચારીયે. એ ટેક. તે અણાહાર વસ્તુ કહીરે, ખાતાં જે નહિ ઇષ્ટ કડુ વિશ્વાદી તુમ રરે, વળી જે સ્વહિ અનીષ્ટરે. ૨ ચતુર લિંબ પંચાગને એળીયોરે, કડુ કોઆનું કંથેર, ગળો ધમાસો ફટકડીરે, વળી અહિફીણ ઝેરરે ૩ ચતુર ત્રીફળા નાહા રિગણીરે; ઉભી બેઠીરે દોય કેર મુળ છાલ ખાવળીરે, બદ્રી મુળ તાંય જોગેરે. ૪ ચતુર ખેર સાર

જડપાનનીરે, અગર સુકડ ઉપલોટ, મળેયા ગુરૂ આસંદ વળીરે, અંબર કસ્તુરી જોદરે. ૫ ચતુર ગુગળ હીરા બોળ વળીરે, રાખ ચુનો વંઝ જાણુ, સીપ ચુની હળદર વળીરે, સાજીખાર વખાણુરે. ૬ ચતુર અતિવીસ ફોફો પુવાડીઆરે, ટંકણ સુરોરે ખાર, મોથ મજીઠ ચીમેડ કહીરે, કણુયર થોહર કુઆરરે. ૭ ચતુર અર્ક પત્તર પીસ્તાં વળીરે આરેઠા ખારોરે, જોય પંચ મુળ ગૌમુત્ર કહોરે, બોર પત્ર ફળ હોયરે. ૮ ચતુર અણુહાર વસ્તુ એ કારણેરે લેવી તજીયેરે સ્વાદ ઉતમ સાગર શીશ કહેરે ન્યાય સાગર અવિ વાદરે. ૯ ચતુર ઇતી સમાપ્ત.

ખારક, ૧ ખજુર, ૨ ટોપરૂ, ૩ કેરી, ૪ ખાંડ, ૫ દ્રાક્ષ, ૬ કોકડી, ૭ બદામ ગોળા, ૮ અખોડ, ૯ કાજુફળીયા, ૧૦ ઇત્યાદી મેવા દસેરા સુધી અભક્ષ જાણુવા.

# अथ श्री सुकन बतीशी प्रारंभ.

રાજા ડાવો જીમણી, જો ભૈરવ કીરલાય, સુકન વીચારે પંચીઆ પગ પગ લાખ લહાય. ૧ મોર ટહુકો જીમણો ડામી ફુરગા દેવ. શુ, પં. સુરનર સારે સેવ. ૨ કુકંટ ડાવો સુર કરે, બોલે વાર વીચાર. સુ. પં. પામે રાજકુમાર. ૩ માળાળી મુખ ભખલીએ, જો દાહણ દીસે જાય, સું પં. અફલ્યા વૃક્ષ ફળાય. ૪ નીલ ચાંસનીસે સીહર, દાહણ ભેદિ સંત. સુ. પ. આસીસ સહુ પુજંત. ૫ ખરડાવો વીસ હરજીમણો ડાવા લાળી ફુની. સુ. પં. અફળ્યા વૃક્ષ ફળંત. ૬ દહી અક્ષંડીત આપણી, હાથી નારી હાથ. સુ પં. સંપત આવે સાથ. ૭ કુંભ ફેરેવો ચીવરી હનુમંતને દીરણાહ. સુ પં. એ તાલે જે જીમણા,

बीजा सहुवा माह. ८ सांढ सार सखर तुरी, हु बेसा वडुके श्वान, सु पं, पग पग पुरूष नीधाणु. ९ गाथा जंबु चांस मयुरे सार, साजत हेव नोळांयो, दंसणु मेव पसयं एयाणे; शव संपती १० चीएे वथ वील गए, कहर भणीए ऊत, कंटक भंगे दीठेव, वडाळ सखे नहि गमणुं सुदर होइ. ११ गाम पवे से तीय कीजे, केरे नीसार, दाहणु सुनह एह. सु पं. लीजे सार वाचार. १२ साळ सुनह काळी चीडी वायस राजा नेम ए पांचे डाबा भला दीये चींत्यो प्रेम. १३ अंग धुणुने मंडळे जे नर गमन नकरंत जे धणु धान, पीहुणुडा परदेसे भटकंत. १४ भर खंपर भणुती छह जोगिणु जीमणी जाय छणु सुकने. सु पं संपती बहु थीर थाय. १५ गाहा वामाय खरो वामाय वायसे तहपे लीव भीलुंकी, वामोयणु अरडीअ पुनने विना नहु पावंती. १६ वीषश जीमणो उतरे हुवे सावडुकु श्वान. सु पं. दे राजा बहु मान. १७ हाथे डाडो सामुहो जो मुनीवर मोबंत धर्म लाभ मुख बोलतो, आरया सहु पुरंत १८ बामणु तीलक कीए सदा साहमो आइ मीळंत, मुख कल्याणु कहेतो मुद्रा आसा सहु पुगंत. १९ नाइ सामो आवतो दरपणु लेइ हाथ. सु पं. संपत आवे साथे. २० धोबी धुए कपडां साहमो जो आवंत. सु पं. पग पग लील करंत. २१ क्षत्राळो दीस जीमणो जे जोवतो जाय, सु पं. संकट सहु टळी जाय २२ जळ भरीयो शीर बेहडो आहमी सुकवनार. सु पं. पामे राजदवार ३३ गोवळी सह आवती कलहु स्वामी होय. सु पं. लखमी लावे सोह. २४ पहेरो ओढी कन्यका साहमी आइ मळंत, लखमी साथे आवती, पाछी कोणु

કરંત. ૨૫ વાજો સખરો વાજતે, સાહમો જો આપંત સુ પ. તીણુ ઘર ઢોલ ધુરંત. ૨૬ મીષ્ટ ફળ શાહમો આવતો વલી લીજે સો. ય. સુ પં. દીન દીન દોલત હોય. ૨૭ પુફગુથી શુભ માળીકા સાહમી જો આવંતી. સુ પં. સો નરરાજ કરંત. ૨૮ નીરધુમ પાવક સામુહી કબહી જો આવંત સુ પં. તેજ પુંજ દીપંત. ૨૯ વૃસભ જુતી વાહણી, કબહી સાહમી હોય, સુ પં. રાજ કરેસી સોય. ૩૦ સીગાસણુ અતી શોભતો, સાહમો જો આવંત. સુ પં. પમ પગ લાખ લહંત ૩૧ સાંદુર અંકીત હાથીઓ, સાહમો જો મલપંત. સુ પં. દીન દીન અતી દીપંત. ૩૨ ઇતી શ્રી સમાપ્ત.

# अथ आत्मा उपर हरीयाळी प्रारंभ.

કહીયોરે પંડીત તે કુણ નારી, વીશ વરસની અવિધિ વિચારી. ૧ કહીયોરે. દોય પોતાએ તેહ નીપાઇ, સંઘ ચતુર્વીધ મનમાં આઇ. ૨ કહીયોરે. કીડાંએ એક હાથી જાયો હાથી સાહમો સસલો ધાયો. ૩ કહીયોરે. વીણુ દીવે અજવાળુ થાય, કીડીના દરમાંહે કુંજર જાય. ૪ કહીયોરે. વર્ષે અગનીને પાણી દીપે, કાયર સુભટ તણા મદ ઝીપે. ૫ કહીયોરે. તે બેટીય બાપ-નીપાયો, તેણે તાસ જમાઇ જાયો. ૬ કહીયોરે. મેહ વરસતાં બહુ રજ ઉડે, લોહ તરીને તરણું બુડે ૭ કહીયોરે. તેલ ફરેને ઘાંણી પીલાય, ઘરટી દાણે કરીય દળાઇ. ૮ કહીયોરે. બીજ ફળેને સાખા ઉગે, સરોવર આગળ સમુદ્ર ન પૂગે. ૯ કહીયોરે. પંક ઝરેને સરવર જામે, ભમે માણુસ લીહાં ઘણે વીસામે ૧૦ કહીયોરે. પ્રવહણ ઉપરે સાયર ચાલે,

દરિયું તણે બળે ડુંગર હાલે; ૧૧ કહીયોરે. એહનો અર્થ વિચારી કહીયો, નહીતર બેલ કોઇ મમ વહેજો. ૧૨ કહીયોરે. શ્રી નય વી જય વિબુધને શીષે, હરીયાળી કહી મનહ જગીશે. ૧૩ કહીયોરે. એ હરીઆળી જે નર કહેશે, વાચક જશ વીજય જંપે તે સુખ લહશે. ૧૪ કહીયોરે. ઇતી સમાપ્ત.

# अथ श्री बीजी हरीयाळी प्रारंभ.

વર્ષેરે કાંબળ ભીજેરે પ્રાણી, માછલડીએ બગ લીધું તાણી, ઉડેરે આંબા કાયલ મોરી કળીઅસે ચંતાં ફુળીઆ બીજોરી. ૧ હા કણીએ કુંમારજ ઘડયું, લગટા ઉપરે ગાદહ ચઢીયું. નીસા ધોવે હટી પણ રોવે સાડલું બેઠું કૌતક જોએ. ૨ ઉ. આગિબળે અગિઠો તાપે, સ્ત્રિ‍વા નર બેઠો તાઢે કંપે, ખીલો દુઝે ભેંસ વલોવે મીની બેઠી માંખણ તાવે. ૩ ઉ. વહુઅ વિહઇ સસુ જાઇ લોહોડે હિયરે માતા નીપઇ, સુસરો શુતો વહુઅ ઉલરાવે હાલો હાલો ભભી ગાવે. ૪ ઉ સરોવર ઉપર ચઢીએ બલાઇ, બ્રાહ્મણ ઘર ચંડાળણ જાઇ, કીડી સુની પોળી ન માવે, ઉટ વહી પર નાળે જાવે. ૫ ઉ. ડોકરી દુઝે ભેસ વસુકે, ચોર ચોરી કરે તળાઇ બાંધ્યા મુકે એ હરીઆળી જે નર જાણે, મુર્ખ કવી દેપાળ વખણે ૬ ઉ. ઇતી.

# अथ श्री कुडा कुटंबनी सज्झाय प्रारंभ.

નાહલો ન માનેરે કાંઇ કહ્યું માહરૂરે, શોક હશી હશી જોય. નણદી બેઠુ પણી અટારડીરે જેઠ જુઠો મુજ હોય. ૧ કીમ જાળ

વીઍ કુટંબ અટાગ્રુરે કરે મુજશુ નિત્ય રોશ એકલ ગામેરે, પી- યર સાસરૂરે બોલે મળી મળી દોષ. ૨ કીમ. જેઠાણી મુજ પરવશ થઇ ફરેરે દેવરને નહી લાજ દેરાણી છે અતી ઇછાંછળીરે, માંડે વીરૂયાં કાજ. ૩ કીમ. સસરો સુહાળોરે બોલી નવી શકેરે, સાસુ ડીનો નહી વિશ્વાસ, પીયર પીતા છે મુજશું રોસણેરે. માડલી દેખા ડેરે ત્રાસ. ૪ કીમ. ફુઓ બેઠોરે ખેખે બહુ કરેરે, ફઇડી લગાવેરે આળ, પર ઘર ભંજક મામો માહરોરે, મામીનો ખોટો સ્વભાવ. ૫ કીમ. માશી લુટેરે મંદીરમાં પેશીનેરે. માસો દેખત લઇ જાય; કામ કરાવેરે જોરે ભાઇલોરે, ભોજાઇ વઢવાને ધાય. ૬ કીમ ફંદે પડયોરે પીતરાઓ, વળીરે પીતરાણી કમઝાત, દાદો મારોરે દુરથી લોભીયોરે, દાદી કરે બહુ ઘાત. ૭ કીમ. બેટા તપાવેરે મુજને અ- તિ ઘણું. રે જમાઇ કરેરે સંતાપ બેટા રહેરે મુજ શુ રોશણેરે, વહુવર દેરે સંરાપ. ૮ કીમ નીલજ વડાવોરે એનો સહુ કહેરે, વડાઆઇ વીકરાળ, કોઇ ભલુ નહી એને કુટંબડેરે બોલે આળ પંપાળ. ૯ કીમ. એહને ગામેરે દોય વેરી નિત્ય ફરેરે, તિણે સુખ નહી લવ લેશ; તે મુકીને જે અળગા રહ્યારે, તે પુન્યવંત વિશેષ. ૧૦ કીમ એહ અરથ કહ્યો અગોચરે સહ ગુરૂને આધાર, કરજોડી મુની દયાળશી ભણેરે જોજો પંડીત વિચાર. ૧૧ કીમ. ઈતી સમાપ્ત.

સમાપ્ત.

# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સાહેબોના નામની યાદી.

## પાલણપુર.

૧૫ રા. રા. મહેતાજી શ્રી મંગળજીભાઈ ઇસ્વરભાઇ નગર શેઠ
૧૦ રા. રા. અમુલખભાઇ ખુબચંદ
૧૦ રા. રા. વકીલ હાથીભાઇ માણેકચંદ
૧૦ રા.રા. મે. મગનલાલ બેચરભાઇ
૫ રા રા. મે. જસકરણભાઇ જીવરાજભાઇ
૫ સા. લલુભાઇ મોતીચંદ
૫ સા. કકલભાઇ દલીચંદ
૫ સા. સાકરચંદ જુમખરામ
૫ સા. લલુભાઇ મુળચંદભાઇ
૫ સા. દલછારામ માણેકચંદભાઇ
૫ દોસી મગનલાલ ફતેચંદ
૫ સા. ભાઇચંદ બેચરદાસ વેલુ
૪ સંઘવી રવચંદ પાનાચંદ
૩ સા. મગનલાલ ખુબચંદ
૨ સા. લખમીચંદ અમુલખભાઈ
૨ સા. લલુભાઇ મોતીચંદ છગનલાલ
૧૧ મહેતાજી શ્રી જીવરાજભાઇ માણેકભાઈ કારભારી સાહેબ
૫ રા. રા. કોઠારી શોભાગ્યચંદભાઇ વેલુભાઇ નાયકદીવાન
૧૦ રા. રા. શેઠ શ્રી નાહલચંદ ટોકર કમાલપુરાના શેઠજી
૫ બાઇ અંબાબાઇ સાંમણુ
૫ બેન ઉજમ બાઇ
૫ સા. લલુભાઇ ખુશાલચંદ
૫ ઝવેરી ચુનીલાલ મેઘરાજ
૫ સા. ખેમચંદ વહાલચંદ સુતરના વેપારી.
૫ સા. ગોદડભાઇ જેઠાભાઇ
૫ કોઠારી ઉજમભાઇ પરાગજી
૪ સા ધનજી નાથાભાઇ
૩ પા. ચુનીલાલ ડુંગરસી
૩ ચોકશી ગગલભાઇ ઇશ્વરલાલ
૨ સા. મંછાલાલ વીરચંદ
૨ મ. હીરાલાલ માણેકચંદ

| | |
|---|---|
| ૨ દોસી ભાઈચંદ રાયચંદ | ૨ સા. કકલભાઇ બાદરમલ |
| ૨ સા. ઇશ્વરલાલ ડુંગરભાઇ | ૨ દેસી.જેચચંદભાઇ લલુભાઇ |
| ૨ સા. માધાલાલ ઈશ્વરલાલ | ૨ પા. ચમનલાલભાઇ રામચંદ |
| ૧ પા. હેમરાજ ટોકરશી | ૧ પા. હીરાલાલ રવચંદ |
| ૧ પા. લખમીચંદ હરચંદ | ૧ પા. તલકચંદ રામચંદ |
| ૧ પા. પ્રેમચંદ કેવળભાઇ | ૧ પા. કાળીદાસ ઇશ્વરલાલ |
| ૧ પા. લહેરચંદ લલુભાઇ | ૧ પા. જેસંગલાલ મંછાલાલ |
| ૧ પા. ચંદુલાલ મોહકમચંદ | ૧ પા. મણીલાલ લહેરચંદ |
| ૧ પા. મંગળજી લલુભાઇ | ૧ પા. મણીલાલ ખુશાલચંદ |
| ૧ ભણુશાળી ગગલ રાયચંદ | ૧ મે. મંગળજી જેચચંદ |
| ૧ શેઠ ગગલભાઈ ઇશ્વરભાઇ | ૧ મે. મંછાલાલ પીતાંબર |
| ૧ મે મોહકમલાલ તળશીભાઇ | ૧ મે. હીરાલાલ ગગાનભાઇ |
| ૧ મે. લખમીચંદ તળશીભાઇ | ૧ મે. લલુભાઇ રાયચંદ |
| ૧ સા. ત્રીભોવન ચેલા | ૧ ભણુશાળી ભભુત નગીનદાસ |
| ૧ સા. નીહાલચંદ પાનાચંદ | ૧ મે. કચરાભાઇ શીખવચંદ |
| ૧ સા. શીખવચંદ ભાઇચંદ | ૧ ભણુશાળી લખમીચંદ સાંકરચંદ |
| ૧ સા. વેમચંદ ગોદડભાઇ | ૧ સા. અમુલખ નાકળચંદ |
| ૧ સા. પાનાચંદ વીરચંદ | ૧ સા. મનસુખલાલ નાલચંદ |
| ૧ શા. મોહનલાલ જોઇતારામ | ૧ સા. હાથીભાઇ જેચચંદ |
| ૧ શા. મગળજીભાઇ લાલજીભાઇ | ૧ શા. ગલાબચંદ ભાઇચંદ ભુરીયા |
| ૧ શા. મગનલાલ ચતુરભાઇ | ૧ શા. પરશોતમભાઈ લવચંદ |
| ૧ શા. લલુભાઇ દલછારામ | ૧ શા. ગોદડભાઈ દલછારામ |
| ૧ ભણુશાળી ચુનીલાલ દલછારામ | ૧ શા. રાજકરણ પાનાચંદભાઇ |

| | |
|---|---|
| ૧ મે. મંગળજી ડુંગરશી | ૧ ભણુશાળી દુલભરામ લવજીભાઇ |
| ૧ શા. તલકચંદ જુમખરામ | ૧ શા. કેવળભાઇ વખતાકમરાંણી |
| ૧ દલાલ ડુગરભાઇ મંગળજી | ૧ દલાલ ડોસજી ઈસ્વરલાલે |
| ૧ સા. ગોદડભાઇ મંગળજી | ૧ શા. ડોસજીભાઇ રામચંદ |
| ૧ મે. લલુભાઈ મગનલાલ | ૧ શા. ખુશાલચંદ સાકરચંદભાઇ |
| ૧ દોસી. નાહાલચંદ મગનલાલ | ૧ ભાંગાર કાળીદાસ કેવળભાઇ |
| ૧ ભાવસાર નાનચંદભાઇ કેવળદાસ | પટણી પાઘડી બાંધનાર |
| ૧ ભાવસાર જેચંદભાઇ રેમેદરામ | ૧ શા. ગોદડભાઇ ભાખાભાઇ |
| ૧ શા. મંગળજી તલકચંદ પટણી | ૧ શા. ડોસજીભાઇ જેચંદ |
| ૧ દફતરી ઇશ્વરલાલ ધરમચંદભાઇ | ૧ શા. ભુરાભાઇ નાથાભાઇ |
| ૧ બાઈ બટી | ૧ પા. ગેડાભાઈ ઉજમલાલ |
| ૧ સંઘવી રૂપચંદ ડુગરભાઇ | ૧ મે. મંછાલાલ હેમરાજ |
| ૫ ચોધરી દેવચંદ જુમખરામ | ૫ પારા નગીનદાસ લલુભાઇ |
| ૨ પાગ ડાહાભાઇ નગીનદાસ | ૧ મેતા સુરજમલ સવચંદ |
| ૧ મેતા અમરતલાલે ડોસજીભાઇ | ૧ મેતા ફુલાભાઇ ગમનભાઇ |
| ૧ મેતા કચરાભાઇ હેમરાજ | ૧ પારા પોપટલાલ કેવળભાઈ |
| ૧ શા. માંઆચંદ છગન | |

## ડીસા.

| | |
|---|---|
| ૧૨ ભાઇ ભેમજીગુરૂ લબધીવીજેજી | ૧૦ રા. રા. મહેતા. રાયચંદ મેઘ |
| ૧૦ તપગછના ઉપાસરા ખાતે મા | રજ નગરશેઠ. |
| ૨૬૧ સા. મગનલાલ વીરચંદભાઇ | ૧૦ ડોસાણી. બાદરમલ ઉમેદચંદ |
| ૫ મે.દી. પરસોતમ મગનલાલ | ૫ રાકાંણી ખેતશી જેઠાલાલ |
| ૨ સોનાં. ધરમચંદ લલુભાઇ | ૧ શેઠ. મંગળજી મલુકચંદ |

| | |
|---|---|
| ૧ સા. જીવરામ ઉમ્માસા | ૧ શેઠ. રાયચંદ મગનલાલ |
| ૧ સંઘવી. કાળીદાસ મકા | ૧ શેઠ. મણીલાલ ભીખા |
| ૧ સે.ની. ડામરસી પીતાંબર | ૧ શેઠ. મંગળજી ગોદડભાઇ. |
| ૧ શેઠ. ચુનીલાલ લલુભાઇ | ૧ સંઘવી. કકલ નાગજી |
| ૧ સા. ગગંલભાઇ પાનાચંદ | ૧ મે. ઉગરચંદ ભીખાભાઇ. |

રાજપુર.

| | |
|---|---|
| ૨ રાંકાણી. કસ્તુર લખમીચંદ | ૨ રાંકાણી. રેવાભાઇ છગનલાલ |

૨૮ સંઘવી. ખેતશીભાઇ મુળચંદ મારફત નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૨ સંઘવી ખેતશીભાઇ મુળચંદભાઇ | ૨ સંઘવી. કરસન હીરાલાલ |
| ૨ કોઠારી. ઉમરચંદ કેવળ | ૨ સાંઢ સા. ભગુભાઇ સુરચંદ |
| ૧ ડાહ્યાણી. ચુનીલાલ શે. ભાગ્યચંદ. | ૧ ડાહ્યાંણી. ઇશ્વર હાથીભાઇ. |
| ૧ પા. સરૂપચંદ નથુભાઇ | ૧ મોદી. નાહલચંદ મુળચંદ |
| ૧ દોસી. ગગલ ઠાકરશી | ૧ સાંઢ સા. રતનચંદ સાકરચંદ. |
| ૧ સાંઢ સા. વેલશી તલકચંદ | ૧ દોસી. ખેતશી પાનાચંદ |
| ૨ રાંકાણી. ત્રીભોવન વીરચંદ | ૧ સા. હરીચંદ ખેમચંદ |
| ૧ સા. ભીમરાજ રીખભદાસ | ૧ સા. મોહનલાલ દાનજીમ |
| ૧ સા. હરજીવન કેવળદાસ | ૧ સા. ગગલ કેવળદાસ |
| ૧ દોસી. પુનમચંદ પીથાચંદ | ૧ સાંઢ સા. ટેકર જોઈતારામ |
| ૧ વીરવાડીઆ. કરસન પ્રેમચંદ | ૧ વીરવાડીઆ. ખેતશી વખતા |
| ૧ સા. કસ્તુરચંદ ત્રીકમજી | ૧ સોની. કાળુ મોતીચંદ |
| ૧ અખાણી. મોહનલાલ મગનલાલ | ૧ સા. ભગા મેઘાજી મારવાડી |
| ૧ રાકાણી. ભાઇચંદ નાહલચંદ | |

૨૦ મહારાજ પં. ચુનીલાલજી ગુરૂલાલ વીજેજી મુ. ધાનેરા.

## દાંતીવાડા.

વાણુ. ડોસજી ગમાન મારફત ૧૫
૫ વાંણુ ડોસજી ગમાન
૧ મારતર. ઇશ્વરલાલ લવજી
૧ વાંણુ. મુળચંદ ગોવનજી
૧ વાણુ. જીવા અમરચંદ
૧ વાણુ.. ભીખા રાયચંદ
૧ વાંણુ. માણુકા ભીખા
૧ વાણુ. ખેમચંદ ઉજમ
૧ સા. ધના સખા
૧ ચોધરી. મગનલાલ નાનચંદ
૧ વાંણુ. મુળચંદ છગનલાલ
૧ વાણુ. દોલા કસ્તુર
૧ મારતર ઇસ્વરલાલ લવજી

## ચંડીસર.

૩ સોમાણી. વાડીલાલ પરસોતમ
૨ સા. ઇશ્વરલાલ ડોસજી
૨ સા. દુલભરામ જુમખરામ
૧ ભેમાણી. ઉજમલાલ ધનજી
૧ સા. નવલા લવજી

## ખેમત.

૩ શેઠ છતર મનજી

## જસલોડી.

૫ ગાંધી પરશોતમ વીરચંદ

## વડગામા.

૧ શા. ચેલા દોસજી

## જુતેડી.

૩ શેઠ. જેચંદ લવજી
૩ સા. છગનલાલ હરજી
૩ સા. જુમા જેઠા
૩ સા. ઉજમ દલીચંદ.
૩ સા. ખશાલ જેઠા
૨ સા. મલખા સામજી
૨ સા. તલકચંદ સામજી
૨ સા. પરસોતમ સામજી
૨ સા. મગન વીરચંદ
૨ સા. ઉજમલાલ હેમચંદ.
૩ શા. હરજી વખતા.

## સાંગલા.

૧ પટેલ. મુળજી નાથુભાઇ
૧ પટેલ. જાલુ મનજી

મલાણું.

૧ સંઘવી. લવજી ફતેચંદ તળાટી. ૧ સા. ઉજમલાલ ભીખા

૧ સા. ખેમચંદ કેશવલાલ મુ. માલણ.

૧ સા. નાથાભાઈ પીતાંબર મુ મગરવાડા.

૧ સા. ભાઇચંદ માણેકચંદ મુ. ટાકરવાડા.

તેરવાડા.

૨ દેસાઇ. જુમજી જેઠાભાઈ ૧ સા ડુંગરભાઇ મીઆચંદ

૧ દોસી. વાડીલાલ ત્રીભોવન ૧ દેસાઇ વીરચદ જેઠા

કુવાળા.

૧૧ શ્રી જૈનશાળા ખાતે મારફત શા. ગુલાબચંદ કસ્તુરભાઈ

૫ રોળીઆ. કમળશી રાજાબાઈ

૨ સા. વીરચંદ પાનાચંદ

૨ સા. ખેમચદ સુરચંદ અદ્રંણુ ઇજારદાર દાવોદર

૧ સા. ભુદર રાયચંદ

૧ લોલાડીઆ. ખેતશી અમરશી

૧ લોલાડીઆ. કાનજી અમરશી

૧૦ ભાઇ ધરમશીભાઇ અમરવીજેજી મુ. સુઇગામ.

૨ સા. હરગોવન વજેચંદ મુ. રાધનપુર

૩ સા. મગનલાલ સુરચંદ મુ. ધ્રાંગધ્રા

મુ. વીસનગર

૨૫ શ્રી જૈનશાળા ખાતે મારફત શેઠ. હઠીશંગભાઇ ચુનીલાલ

આગલોડ.

૧ માહારાજ શ્રીપં. દોલત રૂચીજી ૨ સા. ચુનીલાલ હરીભાઇ

૧ સા. શોભાલાલ મુળચંદ ૧ સા. સખારામ ઘેલાભાઇ

૧ વારા, નેમચંદ પ્રતાપચંદ ૫ સા. ચુનીલાલ જીવરાજ

૧ સા. વેણીચંદ ડુંગરશી ૧ સા. મોહનલાલ કાળીદાસ

૧ સા. મોહનલાલ સાંકળચંદ

૧ કવીરાજ સીરામણી પંશ્રી અમૃત વીજેજી મુ. વીજાપુર.

## મુ. બાલાપુર.

૧ પુજ્યશ્રી ૧૦૫ શ્રીમનલાલજીમાહ
૧ શેઠ. કનઇઆલાલ હેમચંદજી
૧ શેઠ પુજાસા બંશીલાલજી
૧ શેઠજી શ્રી સુંદરલાલજી હરીસાજી
૧ સા કીસનચંદ ધનુલાલજી
૧ શેઠ ફતેચંદ ઝવેરચંદ
૧ શેઠ ચુનીલાલ કનઇઆલાલ
૧ શેઠ લાલુશા ખુશાલચંદજી
૧ શેઠ દેવલાલ સુંદરલાલજી
૧ શેઠ ગીરધરલાલજી શાંવલ.લજી
૧ સા. ભગવાનદાસજી સકરલાલજી
૧ શેઠજી શ્રી હબશીલાલજી પાનાચંદજી

## નેપાણી.

૫ દેસી. માણેકચંદ લીલાચંદ
૧ શેઠ વહાલચંદ હુકમચંદ
૧ વખારીઆ. રવચંદ પ્રેમચંદ
૫ મે. માણેકચંદ મલુકચંદ હા. બાઇ મગનલાલ
૧ દેશાણી માણેકચંદ ઝવેર

## ઈસલકરંજી.

૫ સા. મોતીચંદ ડુંગરશી
૨ શેઠ. ભાઉ જેઠારામ
૧ સંઘવી ભવજી ફતેચંદ તલાટી
૨ શેઠ. વહાલચંદ જેઠારામ
૧ શા. ઉજમ ભીખા

## સુરત.

૨૫ રા. રા. શા. ભીખાભાઇ રામચંદજી
૨ શા. કાલીદાસ રતનચંદ
૨ શા ઘેલુભાઇ દેવચંદ.
૫ શા. જેચંદભાઇ જેઠાભાઇ
૫ શા. કોકાભાઇ નાનાભાઇ.
૨ શા અમીચંદ મોતીચંદ
૧ બેન અંબાગવરી કતારગામ.

## ઓરપાડ.

૧૦ શા. કલ્યાણભાઇ નારણદાસ હસ્તે બાઇ કમળાકોર.

---

# અગત્યની જાહેરાત.

શ્રી જૈન પ્રસ્નોતર રત્નમાળા ભાગ ૧ લો રૂ. ૦—૪—૦ જૈન સુબોધ માળા રૂ ૦—૨—૦ આત્મહિતોપદેશ રૂ. ૦—૮—૦ પુરૂષોતમ પચિશી રૂ. ૦—૦—૩ વિધાબોધ રૂ. ૦—૧—૦ સુબોધ કવિતા રૂ. ૦—૨—૦ વિધાત્રીની કથા રૂ. ૦—૧—૬ સ્ત્રીઓનો ખરો ધર્મ રૂ. ૦—૧—૦ વ્યાધિ મુકતાવળી રૂ. ૦—૪—૦ નવીન અભયસીંહ કેશરીસીંહ નાટકના ગાયન રૂ. ૦—૨—૦ વીગેરે તમામ જાતના પુરતકો મોકલનાર તથા કમીશનથી હરેક માલ વેચી આપનાર શેઠ હરીલાલ મુળચંદ અમદાવાદી ઠેકાણું રતન પોળમાં શેઠની પોળ ઘર નંબર ૧૭

# जाहेर खबर.

સાસ્ત્રોક્ત પ્રમાણે તેમજ શુદ્ધ રીતે બનાવેલી દવાઓ હમારે ત્યાંથી મળશે.

| | | | |
|---|---|---|---|
| સહસ્ત્રપુટી અભ્રક ભસ્મ | તો. ૧ ના | રૂ. | ૨૦-૦-૦ |
| લોહસાર પાંચસે પુટી | તો. ૧ ના | રૂ. | ૫-૦-૦ |
| બંગ ભસ્મ સોધેલા | તો. ૧ ના | રૂ. | ૧-૦-૦ |
| પ્રવાલ ભસ્મ | તો. ૧ ના | રૂ. | ૦-૮-૦ |
| સીસા ભસ્મ | તો. ૧ ના | રૂ. | ૨-૦-૦ |

અમ[illegible]દરી ગુટીકા સર્વ રેગો પરિ કીમત ગોળી ૧૫૦નો ડબો ૧ ના રૂ. ૧ અર્સાંકુસાર રસ ભુખ લાગવાપર તથા અગ્નીમંદ સંગ્રહણી જીર્ણજવરાદિને મટાડે છે. કીમત તો. ૧ ના રૂ. ૩ એ સીવાય સંબસટી પાચકચૂર્ણ તાવની દવા ધાતની દવા દેસી દવાઓ વગેરે ખાતરીપુર્વક મંગાવવાથી મોકલવામાં આવસે. તેના ખાવાની રીત તથા અનુપાનનું લીસ્ટ દવાઓના સાથેજ આવશે. મંગાવનારા સાહેબોએ પ્રથમ પઈસા મોકલ્યા સીવાય તસ્દી લેવી નહી ત્યાગી મુનીઓએ મંગાવવાથી મફત આપવામાં આવશે.

यती. राजेंद्र सोम कनालपराने उपासरे.

मु. पाहलणपोर.